# BUTLER'S SERMONS ON HUMAN NATUR.

# માનવપ્રકૃતિ વિષે

## ત્રણ વ્યાખ્યાન

મૂળ ભાષણકર્તા. બિશપ જોસેફ બટલર

અંગ્રેજી પરથી ભાષાંતર

---

સુરત:

ગુજરાતની ધર્મપુસ્તકપ્રસારક મંડળીને સારૂ
મિશન પ્રેસમાં એચ. આર. સ્કાટે છાપ્યું
તથા પ્રગટ કર્યું.

૧૯૨૫.

---

પ્રત ૧૦૦૦]. [કિમ્મત ૨ આના ૬ પાઈ.

# માનવપ્રકૃતિ વિષે બટ્‌લરકૃત ત્રણ વ્યાખ્યાન.

## વ્યાખ્યાન પહેલું.

"કેમકે જેમ આપણને એક શરીરના ઘણા અવયવો છે, ને સઘળા અવયવોને એકજ કામ નથી; તેમ આપણે ઘણા છતાં ખ્રીસ્તમાં એક શરીર છીએ, ને માહોમાંહે એકમેકના અવયવો છીએ." રૂમીઓને પત્ર ૧૨; ૪, ૫.

નવા કરારમાંના સર્વ પત્રો જે કાળે તે લખાયા હતા તે તે કાળની ખ્રીસ્તી મડળીની સ્થિતિ અને તેના રીતરિવાજોને ઉદ્દેશીને લખાયા છે. આ કારણથી એ કાળની વસ્તુસ્થિતિ અને રીતરિવાજ જાણ્યા વગર અને લક્ષમાં લીધા વગર એ પત્રો બરાબર સમજાતા નથી. વળી એ બધા રીતરિવાજ વગેરે બરાબર સમજાય તોપણ તે બંધ પડવાને લીધે, અગર તો તેમાં કંઇ કંઇ ફેરફાર થઇ જવાથી, જે બોધ કે ઉપદેશ કે દૃષ્ટાંતો, કે જે અમુક સંજોગોમાં આપવામાં આવ્યાં હતાં, તે સંજોગોમાં ફેરફાર થઇ જવાથી, એ બધાં અત્યારે, પ્રાચીન કાળના ખ્રીસ્તીઓને જે રીતે અને જેટલે અંશે લાગુ પાડી શકાતાં હતાં તે પ્રમાણે, આજે લાગુ પાડી શકાતાં નથી. આ પ્રમાણે ઉપર લખેલું પાઉલનું શાસ્ત્રવચન, એ કાળની ખ્રીસ્તી મંડળીમાં જે કેટલીક અલૌકિક શક્તિઓ જોવામાં આવતી હતી (૧ કરીં. ૧૨) અને જે આજે દેખાતી તદન બંધ થઇ છે, તેને ઉદ્દેશીને કહેવામાં આવ્યું હતું. અને "આપણે...ખ્રીસ્તમાં એક શરીર છીએ" એ વચન પણ જોકે તેમાં રહેલો પ્રેરિતનો ઉદ્દેશ ખ્રીસ્તી લોકોને સર્વ કાળે અને સર્વ સ્થિતિમાં એકસરખી રીતે લાગુ પડે એમ છે, અને તેનું મનન કોઇ પણ ખ્રીસ્તીની જુદી જુદી ફરજો યોગ્ય રીતે બજાવવા માટે, નૈતિક કારણો ઉપરાંત, આજે પણ એક વિશેષ હેતુ સ્પષ્ટ રીતે પૂરો પાડે એમ છે, તોપણ એ તો દેખીતુંજ છે કે જે લોકો, ધર્મને અર્થે પોતાને ઘણી મુશ્કેલીઓ સહન કરવી પડેલી હોવાથી, પોતાનો તારનાર જેને એજ પ્રમાણે સહન કરવું પડયું હતું, તેની સાથેનો પોતાનો સંબંધ પોતાની દૃષ્ટિ આગળ હમેશાં રાખવાને ઉત્તેજિત થતા હતા; જે લોકો, પોતાની આજુબાજુ ચોમેર મૂર્તિપૂજા ચાલતી હોવાથી, અને જગતના લોકોથી થતી તેમની પજવણી અને હેરાનગતિને લીધે પોતાને જે જગતમાં તેઓ રહેતા હતા તેના એક અંગ તરીકે નહિ, પણ એક

જુદા સમાજ તરીકે માનતા હતા, અને જગતમાં ચાલતા નિયમો, તત્ત્વો અને હેતુઓથી તદ્દન જુદાજ નિયમો, તત્ત્વો અને હેતુઓ પાળતા હતા એ લોકોને આ વચન વિશેષ અર્થસૂચક અને ગંભીર લાગ્યુંજ હશે. આ કારણથી ખ્રીસ્તીઓ વચ્ચેનો પરસ્પરનો સંબંધ તેમણે સગપણના કે જાતિના સબંધથી વિશેષ ગણ્યો હતો; અને તેઓ એકમેકના અવયવો કે અગ છે એમ તેઓ ખરેખર માનતા હતા.

આપણે ઇશ્વરથી ઉત્પન્ન કરાએલાં પ્રાણીઓ છીએ, અને નીતિનો નિયમ કુદરતના નિયમની માફક જન્મથીજ પાળવાને બંધાએલાં છીએ, અને મનુષ્યની પ્રકૃતિ એ નિયમને અનુસરીને રચાએલી છે; તેથી મનુષ્ય ભક્તિમાન અને નીતિવાળો થાય એ સ્વાભાવિક છે. પરંતુ ઇશ્વરે જગતનું તારણ કરવા સારૂ તેનો પુત્ર મોકલ્યો, અને ખ્રીસ્ત એ સર્વ ખ્રીસ્તીઓનું શિર છે, અને ખ્રીસ્તીઓ એ પરસ્પર અંગરૂપ છે, એ ખાસ સંબધથી આપણે ભક્તિમાન તથા નીતિવાળા થવાને બધાએલા છીએ. આ વાત નવા કરારના લેખકો સ્પષ્ટ રીતે સ્વીકારે છે અને નવો કરાર લખાયો તે વખતે, અને ત્યાર પછી પણ ખ્રીસ્તીઓ ઘણું કરીને આવા વિચાર ઉપર અધિક ભાર દીધા વગર રહી શકતા ન હતા.

ઉપર ટાંકવામાં આવેલું શાસ્ત્રવચન શાને ઉદ્દેશીને લખાયું છે તે આ બધા વિચારથી સ્પષ્ટ થાય છે, અને તેમાં આપેલી ઉપમામાં જે ઉંડો અર્થ રહ્યો છે તે અસલની ખ્રીસ્તી મંડળી સારી રીતે સમજી ગઇ હશે.

આપણા શરીરના જુદા જુદા ભાગ કે જુદાં જુદાં અંગ વચ્ચેનો પરસ્પર જે સબધ છે, અને એ સર્વનો આખા શરીર સાથે જે સંબંધ છે તે અહિં સમાજમાંની પ્રત્યેક વ્યક્તિનો બીજી વ્યક્તિઓ સાથે અને આખા સમાજ સાથે જે સંબંધ છે તેની સાથે સરખાવવામાં આવે છે, અને આ વાત સમજાવવા માટે ઉપલી વાત દૃષ્ટાંતરૂપે આપવામાં આવી છે. હવે આ બે સંબંધ વચ્ચે કઇ પણ સામ્ય હોય તો તેનું પરિણામ સ્પષ્ટ દેખાઇ આવે એમ છે અને તે આ છે: જેમ પહેલી વાત બતાવે છે કે આપણા શરીરનાં જુદાં જુદાં અગ પરસ્પર અને આખા શરીરનુ હિત કરવાને સાધનભૂત છે તેમજ પાછલી વાત બતાવે છે કે આપણે એકબીજાનું ભલું કરવાને સૃજાયા છીએ. પણ સમાજ અને સ્થૂળ દેહની તુલના કરવાનું કારણ બહુજ થોડું હોવાથી એ તુલના વિશેષ ચાલુ રાખી શકાતી નથી. અને પ્રેરિત જુદાં જુદાં અગને જુદાં જુદાં કાર્ય કરવાનાં છે એમ કહે છે, અને તેમાં મનનો પણ સમાવેશ થઇ જાય છે, તેથી 'શરીર' અને 'તેના અવયવો' ને બદલે "આખી

મનુષ્યપ્રકૃતિ અને તેમાં રહેલાં સર્વ આંતરિક તત્વો " મુકવામાં આવે તો તે યોગ્ય ગણાય. અને ત્યારે એ તુલના માનવપ્રકૃતિના પોતાના સંબંધમાં જે કંઇ છે અને પોતાનાજ હિત એટલે પોતાના સરક્ષણ અને સુખને અર્થે જે કંઇ કરે છે તે, અને સમાજ પ્રત્યે માનવપ્રકૃતિનો જે કંઇ સંબંધ છે, અને તે જાહેર હિત એટલે તે સમાજના સુખને માટે જે કંઇ કરે છે તે બે વચ્ચે થશે. અલબત આ બન્ને હેતુઓ પૂર્ણ રીતે એક છે; અને જાહેર અને ખાનગી હિત પ્રત્યે લક્ષ રાખવુ એ પરસ્પર એક બીજાની વિરૂદ્ધ નથી, પણ પરસ્પર સહાયભૂત છે; તોપણ આ વ્યાખ્યાનમાં તેમને છેક જુદાં ગણવાનાં છે; નહિ તો માનવપ્રકૃતિને તેનાં આ બે સ્વરૂપમાં એક બીજા સાથે બરાબર સરખાવી શકાય નહિ. વસ્તુઓની સરખામણી તેમને એક બીજીથી જુદી અને વિજાતીય ગણ્યા સિવાય ખરી રીતે કરી શકાતી નથી.

વ્યક્તિને લગતી અને સમાજને લગતી માનવપ્રકૃતિનુ જે વર્ણન ઉપર આપેલું છે તે પરથી સ્પષ્ટ દેખાઇ આવશે કે આપણે જેમ આપણા પોતાના જીવન, આરોગ્ય અને હિતને માટે કાળજી રાખવી જોઇએ તેમજ આપણે સમાજમાં રહેવાને અર્થે અને આપણા બંધુજનોનું હિત કરવાને સૃજાયા છીએ એ વાત પણ યાદ રાખવી જોઇએ; અને જે આક્ષેપ આ બેમાંથી એક વાતને લાગુ પડે છે તેજ બીજીને પણ લાગુ પડે છે.

કારણ કે (૧) મનુષ્યમાં જેમ સ્વ-સ્નેહ એ પોતાને લગતી કુદરતી વૃત્તિ છે તેમજ સમાજને લગતી પરોપકારરૂપી એક બીજી વૃત્તિ છે; અને જો મનુષ્યજાતિમાં મૈત્રી પ્રત્યે કંઇક સ્વાભાવિક વલણ હોય; જો અનુકંપા જેવુ કંઇક હોય, અને અનુકંપા એ ક્ષણિક પ્રેમ છે; જો પિતા અને પુત્રના પ્રેમ જેવું કંઇક હોય; જો માનવપ્રકૃતિમાં કોઇ એવા પ્રકારનો પ્રેમ હોય કે જેનો હેતુ અને લક્ષ બીજાનું હિત સાધવાનો છે; તો તેજ પરોપકારવૃત્તિ અથવા અન્ય પ્રત્યે સ્નેહભાવ કહેવાય. એ વૃત્તિ ગમે તેટલી મર્યાદિત હોય, અથવા ક્ષુદ્ર હોય, અથવા સંકુચિત થઇ ગઇ હોય, તો પણ આપણે જેમ સ્વ-સ્નેહ માટે તેમ પર-સ્નેહ રાખવા માટે સૃજાયા છીએ તે આ વાતને સિદ્ધ કરી આપે છે. તોપણ મારે તમને કહેવું જોઇએ કે પરોપકારવૃત્તિ અને સ્વ-સ્નેહ એ જુદાં છે અને એ બેમાંનું પહેલું સ્હેજે જાહેર હિત તરફ વળે છે જ્યારે બીજું અંગત હિત તરફ વળે છે, તોપણ ખરૂં જોતાં એ બન્ને એવાં તો પૂર્ણ રીતે એક છે કે આપણામાં યોગ્ય પરિમાણમાં પરોપકારવૃત્તિ હોય તોજ આપણને પરમ સંતોષ થાય છે, અને સ્વ-સ્નેહ એ સમાજ પ્રત્યેના આપણા યોગ્ય વ્યવહારની એક મુખ્ય જામીનગીરી છે. અહિં એટલું વિશેષ કહી શકાય

છે કે તેમનો એવી રીતનો સંબંધ છે કે આપણે તેમાંના એકને બીજા સિવાય ભાગ્યેજ આગળ વધારી શકીએ છીએ, એ વાત આપણે એ બન્નેને માટે સૃજાયા છીએ તેનું એક ખરેખરૂં પ્રમાણ છે.

(૨) આ વાતનું એક બીજું પ્રમાણ વળી એ ઉપરથી મળી આવશે કે મનનાં કેટલાંક ભાવ અને વૃત્તિઓ જે પર-સ્નેહ અને સ્વ-સ્નેહથી જુદાં છે, તેઓ ઘણી વાર આપણને જેટલે અંશે અંગત હિત પ્રત્યે દોરે છે તેટલેજ અંશે જાહેર હિત પ્રત્યે દોરી જાય છે. આ બધાં જુદાં જુદાં ભાવ અને વૃત્તિઓ કે રૂચિઓ, કે જેઓ પર-સ્નેહ (એટલે પરોપકાર) થી જુદાં હોવા છતાં તેઓનો મુખ્ય ઉદ્દેશ સમાજનું રક્ષણ અને કલ્યાણ કરવાનો છે તેઓને, અને બીજાં મનોભાવ ને વૃત્તિઓ, કે જેઓ સ્વ-સ્નેહ (એટલે સ્વાર્થ) થી જુદાં છે, તોએ તેમનો મુખ્ય હેતુ અને લક્ષ અમુક વ્યક્તિનું પોતાનું કલ્યાણ કરવાનો છે, તે સઘળાં ભાવ તથા વૃત્તિઓનો પરસ્પર ભેદ બતાવવો અને તેમની સરખામણી કરવી એ ઝીણું કાંતવા જેવુ લાગે છે, અને વળી તેમાં બહુ લંબાણ કરવું પડે તેમ છે. આપણા અત્યારના વિષય માટે લક્ષમાં એટલુંજ લેવાનું છે કે બીજા પાસેથી માન પામવાની ઇચ્છા, બીજાનો તિરસ્કાર કે બીજાનું સન્માન, સમાજના હિત માટેની લાગણીથી જુદો હોય એવો સમાજ માટેનો પ્રેમભાવ, જાહેર દૂરાચાર પ્રત્યે કંટાળો વગેરે મનના ભાવ કે વૃત્તિઓ જાહેર કે સામાજીક વૃત્તિઓ હોય છે; અને તેમનો સંબધ બીજા માણસોની સાથે છે, અને તેઓ સ્વાભાવિક રીતે આપણું વર્તન એવી રીતે નિયમિત કરવા આપણને પ્રેરે છે કે જેથી આપણે આપણા બંધુજનોને ઉપયોગી થઇ પડીએ છીએ. વળી આ વૃત્તિઓમાંની એક કે બધી એવી હોય કે તેઓ ખાનગી હિત સાધનારી હોવાથી તેઓને મનના ખાનગી ભાવ તરીકે ગણવામાં આવે તોપણ તેથી તેઓ જાહેરભાવ થતી પણ અટકતી નથી, અને સમાજ ઉપરની તેમની સારી અસર અને જાહેર હિત પ્રત્યેનું તેમનું વલણ નાશ પામતું નથી.

વળી આ ઠેકાણે વિશેષમાં એ પણ કહી શકાય છે કે જેમ કેટલાક પુરૂષો માનવી જીંદગી એ ઇચ્છવાયોગ્ય વસ્તુ છે એ વાતની કોઇ પણ પ્રકારની ખાત્રી વગર માત્ર ક્ષુધાની વૃત્તિથીજ તેને જાળવી રાખવાને પ્રયત્ન કરે છે, તેમ બીજાના હિતનો કશો પણ વિચાર કર્યા વગર માત્ર પોતાની આબરૂનો વિચાર કરીને માણસો ઘણી વાર જાહેર હિત સાધે છે. આ બન્ને દાખલામાં વ્યક્તિગત સંરક્ષણ અને સમાજનું હિત એ બે હેતુ જો કે તેઓના પોતાના લક્ષમાં કે ઉદ્દેશમાં નથી, તોએ તેમને સાધવા માટે તેઓ ખુલ્લી રીતે કોઇ બીજાના હાથમાં, એટલે પરમેશ્વર જે સર્વનું રક્ષણ કરે છે તેના હાથમાં

સાધનરૂપ છે. આ બધાનો સાર એ છે કે મનુષ્યોમાં વિધવિધ વૃત્તિઓ, ભાવ અને ખાસ રૂચિઓ છે, કે જેઓ સ્વસ્નેહ (એટલે સ્વાર્થ) અને પરસ્નેહ (એટલે પરમાર્થ)થી તદન જુદાં છે; અને આ બધાં જાહેર તેમ ખાનગી હિત પણ સાધવાને સ્વાભાવિક વલણ ધરાવે છે, અને તેથી તેમને બીજાની સાથે તેમ આપણી પોતાની સાથે એકસરખાં અને સામાન્ય સંબંધ ધરાવતાં ગણી શકાય છે; પણ તેમાંનાં કોઇ કોઇ ખાસ કરીને બીજા સાથે સંબંધ ધરાવે છે, એટલે જાહેર હિત સાધનારાં હોય છે, અને કોઇ કોઇ ખાસ કરીને પોતા સાથે સંબંધ ધરાવે છે, એટલે ખાનગી હિત સાધનારાં હોય છે. જેમ આમાંનાં પહેલી જાતનાં ભાવ, વૃત્તિઓ વગેરે પરમાર્થ નથી, તેમ પાછલાં સ્વાર્થ પણ નથી: એ બેમાંથી એક પણ જાત આપણા પોતા પ્રત્યેના કે બીજા પ્રત્યેના આપણા પ્રેમના દાખલા નથી, પણ આપણા સૃજનાર ઇશ્વરનાં માણસજાત પ્રત્યેના સંભાળ અને પ્રેમના માત્ર દાખલા છે, અને આપણે સર્વ પોતાના તથા બીજાઓના હિતના સાધનરૂપ થઇએ એવી તેની ઇચ્છા છે એ સાબિત કરે છે.

(૩) મનુષ્યોમાં સારામારનો વિચાર કરવાની એક શક્તિ છે કે જે વડે તેઓ પોતાનાં કાર્યો વચ્ચેનો ભેદ પારખે છે અને તેમાંનાં કેટલાંકને પસંદ કરે છે, અને બીજા કેટલાંકને નાપસદ કરે છે. હવે આપણને એવાં પ્રાણી બનાવ્યાં છે કે આપણે પોતાની પ્રકૃતિ વિષે વિચાર કરી શકીએ છીએ. મનુષ્યનું મન એવું છે કે તેની પોતાની અદર જે કંઇ થઇ રહ્યું છે એટલે તેનાં પોતાનાં વૃત્તિ, ભાવ, અભાવ, રૂચિ વગેરે જે જુદા જુદા વિષયપરત્વે તે બધાં હોય તે, અને એ બધાના પરિણામરૂપે ઉત્પન્ન થતાં જુદાં જુદાં કાર્યોનુ અવલોકન કરી શકે છે. તેના આ નિરીક્ષણમાં તે એકને પસંદ કરે છે, બીજાને નાપસંદ કરે છે, અને ત્રીજા પ્રત્યે તે તટસ્થ રહે છે. મનુષ્યમાં રહેલી આ શક્તિ જે વડે તે પોતાનાં અતઃકરણ, સ્વભાવ અને કાર્યને પસંદ કરે છે કે વખોડી કાઢે છે તે સદસદ્ વિવેકબુદ્ધિ (conscience) છે. આ વિવેકબુદ્ધિ મનુષ્યોને પરસ્પર હાનિ કરતી અટકાવે છે, અને તેમને ભલું કરવાને પ્રેરે છે એ એવું તો સ્પષ્ટ છે કે તેના સંબંધમાં કંઇ પણ વિશેષ કહેવાની જરૂર નથી. દાખલા તરીકે, કોઇ એક બાપને તેનાં બાળક પ્રત્યે પ્રેમની લાગણી છે; આથી તે તેમની સંભાળ લેવા, તેમને કેળવણી આપવા અને તેમને માટે યોગ્ય ધનસંચય વગેરે કરવા દોરાય છે. તેનો સ્વાભાવિક પ્રેમજ તેને એમ કરવા પ્રેરે છે; પણ એમ કરવું તે તેનું કર્તવ્ય છે, અને એમ કરવું તે યથાર્થ અને સ્તુતિપાત્ર છે એ વિચાર તેના સ્વાભાવિક પ્રેમ સાથે ભળવાથી વિશેષ પ્રમાણમાં એક નિશ્ચિત

સિદ્ધાંતરૂપ બને છે, અને તેને લીધે તે પોતાનાં બાળકોને માટે,—પોતાનો તેમના ઉપરનો પ્રેમ અથવા તેમાંથી ઉદ્ભવતું કાર્ય એ તેની સમજ પ્રમાણે અગત્ય વિનાનું અથવા અપરાધયુક્ત હોય ત્યારે તે કરે તે કરતાં,—ઘણા વિશેષ પ્રમાણમાં મહેનત કરે છે અને મુશ્કેલીઓ વેઠે છે. ભલું કરવું અને તેને પસંદ ન કરવું એ ખરેખર અશક્ય છે; એટલા માટે એ બે વાત જુદી જુદી છે છતાં ઘણી વાર તે તેમ લેખવામાં આવતી નથી. એ બે વાત જુદી છે એવું પ્રમાણ આ ઉપરથી મળી આવે છે કે મનુષ્યો બીજાનાં સારાં કાર્યોનું અનુકરણ કરતાં નથી તોપણ તેમને ઘણી વાર વખાણે છે. અને એજ પ્રમાણે તેઓ જે કાર્ય પસંદ કરતા નથી તે કરે છે. માણસમાં આવી સારાસાર બુદ્ધિ કે સદસદ્ વિવેકબુદ્ધિ છે એ વાતની કોઇથી ના પાડી શકાય તેમ નથી. ધારો કે કોઇ માણસ કોઇ નિર્દોષ માણસને કઇ મોટા દુઃખમાંથી મુક્ત કરે છે, વળી ધારો કે એજ માણસ પાછળથી, ક્રોધના આવેશમાં આવી જઇ, એક બીજે માણસ જેણે તેને ક્રોધનુ કશું પણ કારણ આપ્યું ન હોય તેને મોટી હાનિ કરે છે; વળી આ હાનિમાં વધારારૂપે તેમની આગલી મૈત્રિ અને જેને હાનિ થઇ છે તેણે હાનિ કરનારના ઉપર આગળ કરેલા ઉપકાર ઉમેરો; હવે જે માણસે આ બે જાતનાં કાર્ય કર્યાં છે તે એ કાર્યોનાં પોતા ઉપર થનાર પરિણામ લક્ષમાં લીધા વગર એ વિષે પાછળથી શાંતિ અને ધીરજથી વિચાર કરતો હોય એમ ધારો. હવે કોઇ પણ માણસ આ બે જાતનાં જુદાં જુદાં કાર્ય પ્રત્યે એકજ પ્રકારની લાગણી ધરાવે અને તેમની વચ્ચે કશો પણ ભેદ નહિ રાખતાં તે તેમને એક સરખી રીતે પસદ કરે, કે વખોડી કાઢે, એવું ધારવું તે એવું તો સ્પષ્ટ અસત્ય છે કે તેનું ખંડન કરવાની પણ જરૂર નથી. આથી સિદ્ધ થાય છે કે મનુષ્યજાતિમાં સારાસાર બુદ્ધિ કે વિવેકબુદ્ધિ (conscience) તો છે. એનો અગત હિત સાથે જે સબંધ છે તે તેના જાહેર હિત સાથેના સબંધ સાથે સરખાવવાની જરૂર નથી, કારણ કે તે અગત હિત પ્રત્યે જેટલું વલણ ધરાવે છે, તેટલું તે જાહેર હિત પ્રત્યે પણ ધરાવે છે. મનુષ્યોની આ શક્તિ આપણે શા ઉદ્દેશથી સરજાયા છીએ તે કંઇક અંશે દર્શાવે છે. કુદરતે તેને જે ખાસ સ્થાન આપ્યું છે, તેનો શો અધિકાર છે અને તેની અસર કેટલી બધી હોવી જોઇએ એ બધી વાતનો વિચાર હવે પછી કરવામાં આવશે.

પર-સ્નેહ અને સ્વ-સ્નેહની, આપણી જાહેર અને અંગત લાગણીઓની, જીવનવહેવારના જે જુદા જુદા માર્ગ પ્રત્યે એ લાગણીઓ આપણને દોરી

લઈ જાય છે તેની, અને તેમાંના દરેક પ્રત્યે વિવેકબુદ્ધિ ( conscience ) જે જુદા જુદા સંબંધ ધરાવે છે, તેની સરખામણી કરતાં આપણે પોતાના જીવન, આરોગ્ય અને હિતને માટે સૃજાયા છીએ તેમજ આપણે સમાજમાં રહેવા માટે અને સમાજના સુખની વૃદ્ધિ કરવા માટે સૃજાયા છીએ એ વાત સ્પષ્ટ થાય છે.

ઉપર આવેલા અવલોકન ઉપરથી, માનવપ્રકૃતિનું જે ચિત્ર કે વર્ણન આપણને ઘણી વાર બતાવવામાં આવે છે તેથી જુદુંજ આપવું જોઇએ. મનુષ્યો એક બીજાની સાથે જન્મથીજ એવો ગાઢ સંબંધ ધરાવે છે અને જુદા જુદા માણસોની આંતરિક લાગણીઓ વચ્ચે એવું મળતાપણું છે કે માણસ જેમ શારીરિક વેદના પોતાથી દૂર રાખવા યત્ન કરે છે તેમ તે પોતાની અપકીર્તિને દૂર રાખવા યત્ન કરે છે, અને જેમ દૈહિક સુખનાં સાધન ચાહે છે તેમ તે માન અને પ્રેમને મેળવવા ઇચ્છે છે; અને ઘણી વખતે માણસો બીજાઓનું ભલું કરવામાં ખરો સંતોષ અને આનંદ પામે છે. મનુષ્યોમાં પરસ્પર આકર્ષણનું એક એવું સ્વાભાવિક તત્ત્વ છે કે એકજ વતનમાં રહ્યાથી, કે કોઈ દેશના એક વિભાગમાં માત્ર જન્મ પામવાથીજ, ઘણાં વર્ષ પછી પણ ઓળખાણ કરવાનું કે મૈત્રિ બાંધવાનું મન થાય છે. એ પ્રમાણે માત્ર નામના સબંધો એકલા રાજાઓથી નહિ, પણ છેક ક્ષુદ્રમાં ક્ષુદ્ર મનુષ્યોથી ઉભા કરવામાં આવે છે; અને આ સંબંધો મનુષ્યોને નાની નાની મંડળીઓ, કે સમાજોમાં એકત્ર કરવા માટે બસ છે. એ ખરૂં છે કે આ જાતના સંબધ નિર્બળ છે, અને જો તેમને ઐક્યના ખરા તત્ત્વરૂપે ભૂલથી ગણવામાં આવે તો તે હાસ્યજનક થઇ પડે એમ છે; પણ ખરૂં જોતાં તે જેમ કોઇ એક વસ્તુ બીજીનું નિમિત્ત બને છે તેમ તેઓ પણ માત્ર નિમિત્ત-રૂપ છે; અને તે દ્વારા આપણી પ્રકૃતિ આપણને તેના વલણ અને ઝોંક તરફ લઈ જાય છે; અને જો આ જાતનાં વલણ કે ઝોંક આપણામાં પ્રથમથી ન હોત તો એવાં નિમિત્ત કંઇ પણ કરી શકત નહિ. સહુ મનુષ્યો એક બીજાની સાથે એવાં જોડાએલા છે કે તેઓ કોઇ ખાસ રીતે એક બીજાનાં શરમ, અણુ-ધાર્યું જોખમ, રોષ, માન, આબાદી, દુઃખ વગેરેમાં સહાયભૂત થઇ પડે છે: આમાંનું એક કે બીજું અથવા આમાંનાં બધાં સ્વાભાવિક સંબંધ, ઓળખાણ, રક્ષણ, આધીનતા વગેરેના નિમિત્તે મનુષ્યની સામાન્ય સામાજિક પ્રકૃતિમાંથી, એટલે તેના પર-સ્નેહમાંથી ઉદ્ભવે છે. જે નિમિત્ત અહિં જણાવ્યાં છે તેઓ સમાજને ઐક્યમાં રાખનાર જુદાં જુદાં બંધન છે, અને એટલા માટે આપણે પોતે તદન એકલા અને સ્વતંત્ર છીએ, અને આપણા વર્તનના

સંબંધમાં બીજાનો કંઇ પણ અંકુશ રહેવા ન દેવો, અથવા બીજા વિષે કંઇ પરવા ન કરવી, એમ માનવું તે મૂર્ખાઇભરેલું છે. આવું માનવું તે હાથ કે શરીરના બીજા કોઇ પણ ભાગને શરીરના બીજા ભાગની સાથે અથવા શરીર સાથે કશો સંબંધ નથી એવું માનવા જેવું છે.

પણ આ બધાનો સ્વીકાર કર્યા પછી કોઇ એમ પૂછે કે "મનુષ્યમાં શું એવાં વલણ અને તત્ત્વ નથી કે જેઓ તેને બીજાનું ભલું કરવા તેમજ ભુંડું કરવા પણ પ્રેરતાં હોય? જે વિધવિધ પ્રકારનાં દુઃખ માણસોને થાય છે તેમનાં કારણ અને સાધનરૂપ મનુષ્યો પોતેજ છે તે કેમ બની શકે?" આ પ્રશ્નનો ઉત્તર એક બીજો પ્રશ્ન પૂછવાથી આપી શકાય છે, એટલે: "મનુષ્યમાં વળી એવાં વલણ અને તત્ત્વ નથી કે જે તેનું પોતાનું ભલું તેમજ પોતાનું ભુંડું પણ કરવાને તેને પ્રેરતાં હોય? જે વિધવિધ પ્રકારનાં દુઃખ, જેવાં કે મદવાડ, વેદના અને મૃત્યુ પોતા ઉપર લાવવામાં મનુષ્યો કારણરૂપ અને સાધનભૂત બને છે તે ક્યાંથી આવે છે?"

આ બે પ્રશ્નમાંનો એક પ્રશ્ન બીજાના કરતાં કદાચિત્ અઘરો લાગે એમ છે, પણ ખરૂં જોતાં બન્નેનો ઉત્તર એકજ છે. મનુષ્યોમાં એવા મનોવિકાર છે કે જેને વશ થઇને તેઓ ગમે તેવી રીતે, બીજાને હાનિ થતી હોય અને તેમના પોતાના હિત વિરૂદ્ધ હોય તોપણ પોતાનું મનગમતું કરે છે; પણ જેમ સ્વ-ધિક્કાર જેવું કશું નથી તેમજ પ્રતિસ્પર્ધા અને ક્રોધ ન હોય તો એક માણસને બીજા પ્રત્યે દ્વેષ જેવું કશુ રહેતું નથી, પણ પર-સ્નેહ અને પર-હિતેચ્છા જેવી વૃત્તિ માણસમાં છે એ સ્પષ્ટ છે. માનવપ્રકૃતિમાં અન્યાય, જુલમ, વિશ્વાસઘાત, કૃતઘ્નતા વગેરે ઉપર પ્રેમ જેવુ કશું નથી, પણ અમુક અમુક બાહ્ય વસ્તુઓ મેળવવા માટે માત્ર તીવ્ર ઇચ્છાઓ હોય છે; અને એ વસ્તુઓ છેક દુષ્ટમાં દુષ્ટ મનુષ્ય પણ, જો એઓ નિર્દોષ સાધન વતી સહેલાઇથી પ્રાપ્ત થતી હોય તો તેવી રીતે મેળવવા વિશેષ પસંદ કરે. વળી પ્રતિસ્પર્ધા અને ક્રોધ એ બન્નેનું માનવપ્રકૃતિમાં ખરેખર કેવું સ્થાન છે એ વાતનો જો બરાબર વિચાર કરવામાં આવે તો તે પણ ઉપર જે કંઇ કહ્યું છે તે તેની વિરૂદ્ધ નથી એમ જણાશે; અને મનુષ્યોના મનમાં સ્વ-સ્નેહ અને પર-સ્નેહથી જુદાં એવાં જે બધાં ભાવ અને લાગણીઓ છે તે પ્રથમ અને સીધી રીતે પોતા પ્રત્યે તેમજ બીજા પ્રત્યે યોગ્ય વર્તન ચલાવવા તરફ પ્રેરે છે, અને માત્ર ગૌણ રીતે અને સહસા બુરાઇ પ્રત્યે પ્રેરે છે એમ જણાશે. એટલે માણસો ઘણીવાર એક દુષ્કર્મથી થતી અપકીર્તિમાંથી બચવા જતાં શરમને મારે એક વધારે મોટા દુષ્કર્મમાં પડે છે, તોપણ એ તો સ્પષ્ટ છે કે

શરમનું પ્રથમ વલણ માણસોને અપકીર્તિકર કાર્યો કરતાં અટકાવવાનું છે; અને શરમની લાગણી માણસોને પોતે કરેલાં બુરાં કૃત્યો છુપાવવાને પ્રેરે છે. એનું કારણ એટલુંજ છે કે એવાં અપકીર્તિકર કાર્યો કરાયાં છે અર્થાત્ મનનો એ વિકાર પોતાનો પહેલો ઉદ્દેશ પાર પાડવામાં નિષ્ફળ થયો છે.

જો કોઇ એમ કહે કે આ જગતમાં એવા માણસો છે જે મોટે ભાગે પોતાના માનવ-બંધુઓ પ્રત્યે કોઇ પણ પ્રકારની કુદરતી લાગણી ધરાવતા નથી, તો તેમને એવો ઉત્તર આપી શકાય છે કે આ જગતમાં એવા પણ માણસો છે કે જેમને પોતા પ્રત્યે સામાન્ય કુદરતી લાગણી પણ હોતી નથી. પણ માનવપ્રકૃતિની તુલના આ બે દાખલામાંના કોઇએક પરથી નહિ, પણ દુનિયામાં માનવજાતિના મોટા ભાગમાં શું જોવામાં આવે છે તે ઉપરથી કરવાની છે.

મને લાગે છે કે, માનવપ્રકૃતિનો જે હેવાલ અહિ આપવામાં આવ્યો છે તેની સત્યતાનું સમર્થન કરવા માટે અને ઉપર જે તુલના કરવામાં આવી છે તેની યથાર્થતા સિદ્ધ કરવા માટે જો એટલુ ઉમેરવામાં આવે કે, માણસોની પોતાની પ્રકૃતિનો જે અંશ સમાજની સાથે સંબંધ ધરાવે છે અને સમાજના હિત પ્રત્યે વળે છે તેની વિરૂદ્ધ તેઓ જેટલા જાય છે તેટલાજ પ્રમાણમાં અને તેટલીજ વાર પોતાની પ્રકૃતિનો જે અંશ તેમની પોતાની સાથે સંબંધ ધરાવે છે અને તેમને પોતાના ખાનગી હિત અને સુખ પ્રત્યે વાળે છે તેની વિરૂદ્ધ જાય છે; અને એ કે બીજાનું બની શકે તેટલું ભલું કરનાર માણસો જેટલા થોડા છે તેટલાજ થોડા માણસો આ દુનિયામાં પ્રાપ્ત કરી શકાય તેટલો સંતોષ અને આનંદ પામનાર છે; એટલુંજ નહિ પણ જેમ પહેલા પ્રત્યે ખરેખર અને ઉત્સાહપૂર્વક લક્ષ રાખનાર બહુ થોડા છે તેટલાજ થોડા બીજા પ્રત્યે લક્ષ રાખનાર છે, એમ કહું તો બહુ નવાઇ લાગશે. મનુષ્યજાતિનું અવલોકન કરો. સામાન્ય રીતે આખું જગત, અર્થાત્ અપવાદ વગર ભલા અને ભુંડા સહુ, એકસરખી રીતે કબુલ કરે છે કે, જો ધર્મને બાજુએ મૂકીએ તો આ જીંદગીનું સુખ કેવળ ધન, માન અને વિષયસુખમાં રહેલું છે; અને આ માન્યતા એટલી તો રૂઢ થઇ છે કે ડહાપણ, જીવન કે વ્યવહાર ઉપર પ્રકટ કરવામાં આવતા બધા વિચારોમાંનો ભાગ્યેજ કોઇ એવો હોય છે કે જે આ ધારણા પર રચાયો ન હોય. તોપણ આપણે જોઇએ છીએ કે જેઓને પેટપૂરતુંજ મળે છે તેમનાથી શ્રીમંતો કંઇ અધિક સુખી નથી; મહત્ત્વાકાંક્ષી તથા માનના લોભથી ઉત્પન્ન થતા સંતોષ કરતાં જે ચિંતા અને નિરાશા તેની સાથે ભળેલી છે તે ઘણી વધારે હોય છે;

તેમજ વિ ાયી જીવન ગાળનારાને મદવાડ ભોગવવો પડે છે ને તેથી ઘણાં અકાળ મૃત્યુ થાય છે, આ વાત બધાના જાણવામાં છે, ને બધા મનુષ્યો સ્વીકારે છે છતાં એ આક્ષેપરૂપે મનાતી નથી ; જોકે આ જીદગી નું સુખ ધનદોલત કે મોટી પદવી કે વિષયસુખ કે એના જેવી કોઇ પણ બાબતમાં રહેલું છે એ સર્વત્ર પ્રચલિત સિદ્ધાંતનું ખુલ્લી રીતે ખંડન કરે છે. તો પછી આ વિવેકશૂન્યતા અને વિરોધ ક્યાંથી ? શું કોઇ મધ્યમ માર્ગ ખુલ્લી રીતે દેખાઇ આવતો નથી ? જીદગીનું સુખ માત્ર અમુક મર્યાદા સુધીજ આ વસ્તુઓને પ્રાપ્ત કરવામાં અને ભોગવવામાં રહેલું છે, અને એ મર્યાદાનુ ઉલ્લંઘન કરતાં માણસને હમેશાં લાભ કરતાં ગેરલાભ વધારે થાય છે, અને કેટલીક વાર તેને તેના પરિણામે ઘણું દુઃખ અને કષ્ટ વેઠવુ પડે છે એ સ્પષ્ટ છે. તો પછી હુ ફરીથી પૂછું છું કે આ બધી વિવેકશૂન્યતા અને વિરોધ ક્યાંથી હોઇ શકે ? એ શું ઘણાખરા માણસોએ તેઓ કઇ રીતે સહુથી વધારે સુખી જીવન પામી શકે, સંસારિક ચિંતામાંથી મુક્ત થાય અને આ જીદગીમાં પ્રાપ્ત થતું ઉત્તમ સુખ ભોગવે એ વિષે યોગ્ય વિચાર કર્યાનું પરિણામ છે ? અથવા તો આ જીદગીમાં તેમનું ઉત્તમ સુખ શામાં રહેલું છે એ વાતનો વિચાર કરવાની કાળજી નથી ; અથવા તો તેઓ એનો વિચાર કરતા હોય તો તેમના વિચાર પરથી પોતાનું કર્તવ્ય શું છે તે તેમને માલમ પડયું હોય, તોપણ તેઓ તે પ્રમાણે વર્તતાં નથી ? આનો અર્થ એ છે કે તેમની પોતા માટેની ધ્યાનપૂર્વક કાળજી અથવા તેમનો સ્વ-સ્નેહ તેમના મનોવિકારને વશ થઇ જાય છે એટલે આપણને એવુ કંઇ કહેવાનું કારણ મળતું નથી કે માનવપ્રકૃતિમાં રહેલાં જે તત્વો આપણા માનવબંધુઓનું ભલુ કરવા આપણને સહુથી વધારે સીધી રીતે પ્રેરે છે તેનું, પેલાં બીજાં તત્ત્વો જે આપણને આપણા પોતાના ખાનગી હિત અને સુખની વૃદ્ધિ કરવા સહુથી વધારે સીધી રીતે પ્રેરે છે તેના કરતાં વધારે સામાન્ય રીતે અને અધિક પ્રમાણમાં ઉલ્લંઘનરૂપ થઇ પડે છે.

આ બધાનો સાર આ છેઃ મનુષ્યની પ્રકૃતિ, તેના પોતા પૂરતોજ અને માત્ર આ જગત સાથેના તેના સંબંધ પૂરતોજ વિચાર કરતાં, આ જગતમાં તે પોતા માટે બને તેટલું સુખ પ્રાપ્ત કરે એ માટે અનુકૂળ છે અને તે પ્રાપ્ત કરવાને તેને પ્રેરે છે. માનવપ્રકૃતિ તેના જાહેર અથવા સામાજિક સ્વરૂપમાં તેના સમાજમાં યોગ્ય વર્તન પ્રત્યે, અથવા જીવનના જે માર્ગને આપણે સદાચાર કહીએ છીએ તે પ્રત્યે, જવા પ્રેરે છે. માણસો પોતાની પ્રકૃતિને તેના આ બન્ને સ્વરૂપમાં અને સંબંધમાં, પૂર્ણ રીતે તો નહિ પણ અમુક અંશેજ અનુસરે છે ; તેમનાં કાર્યો આ બન્ને સ્વરૂપ કે સંબંધમાંના કોઇ એક પ્રત્યે

તેમની પ્રકૃતિ જે પૂર્ણ પ્રમાણમાં તેમને જવા પ્રેરે છે તે પ્રમાણ સુધી પહોંચતાં નથી; અને તેઓ પોતાની પ્રકૃતિને એ બન્નેમાં ઘણી વાર ઉલ્લંઘનરૂપ થઇ પડે છે, એટલે તેઓ જેમ પોતાના માનવબંધુઓ પ્રત્યેની જે ફરજો બજાવવા તેમની પ્રકૃતિ તેમને પ્રેરે છે તે બજાવતા નથી, અને તેમ કરી પોતાની પ્રકૃતિ જેને પ્રતિકૂળ છે એવી પોતાની હાનિ કરે છે; તેમ આ જીંદગીમાંના પોતાના ખરા હિત પ્રત્યે, જ્યારે તે હિત કોઇ તાત્કાળિક સુખથી વિપરીત હોય છે ત્યારે, તેઓ ખુલ્લી રીતે બેદરકાર રહે છે, અને એ ક્ષણિક સુખને માટે તેઓ બેપરવાઇથી અથવા તો જાણીજોઇને પણ પોતાનાજ દુઃખ અને નાશનું કારણ થઇ પડે છે. આ રીતે તેઓ જેટલી વાર બીજા પ્રત્યે તેટલીજ વાર પોતા પ્રત્યે અન્યાય કરે છે, અને મોટે ભાગે એનાંએજ કૃત્યોથી બન્ને પ્રત્યે એકસરખી રીતે અન્યાયી બને છે.

---

# માનવપ્રકૃતિ વિષેં.

## વ્યાખ્યાન બીજું.

"કેમકે વિદેશીઓ જેમની પાસે નિયમ નથી તેઓ જ્યારે સ્વાભાવિક રીતે નિયમશાસ્ત્ર પ્રમાણે વર્તે છે, ત્યારે તેઓને નિયમ ન છતાં તેઓ પોતાને સારૂ નિયમરૂપ છે." રૂમી. ૨ ; ૧૪.

જેમ તર્કશક્તિથી શોધી કાઢેલું સત્ય જુદાં જુદાં પ્રમાણદ્વારા સિદ્ધ થાય છે, તેમજ નૈતિક કર્તવ્યપરાયણતા જુદી જુદી રીતે બતાવી શકાય છે. જો કોઇ પ્રાણીની ખરી પ્રકૃતિ તેને માત્ર અમુક અમુક હેતુઓ પ્રત્યેજ, અથવા કોઇ બીજા હેતુ કરતાં એ હેતુઓ પ્રત્યે વિશેષ પ્રમાણમાં પ્રેરતી હોય, અને તેઓ તેને અનુકૂળ હોય, તો એમ માનવાને કારણ મળે છે કે એ પ્રકૃતિના સૃજનારે તેને એ હેતુઓ માટેજ સૃજી હશે. દાખલા તરીકે આંખ એ જોવા માટે સૃજાઇ છે એ વાતમાં કશી શંકા નથી. અને કોઇ પણ વસ્તુના જેમ વધારે જુદા જુદા ભાગ હોય છે, અને એકજ ઉદ્દેશ સાધનારા એવા તેમાં રહેલા જુદા જુદા ભાગની સંખ્યા જેમ વધારે હોય, તેમ આવા હેતુને સારૂ તે યોજવામાં આવી છે એ વાતનું વધારે સબળ પ્રમાણ મળી આવે છે. એમ છતાં જ્યારે મનુષ્યની આંતરિક રચના નીતિના પ્રદેશમાં માર્ગદર્શક તરીકે ગણવામાં આવે ત્યારે આપણે પૂરતી કાળજી રાખવી જોઇએ કે કોઇ પણ વ્યક્તિએ પોતાના સ્વભાવમાં રહેલ કોઇ ખાસ ગુણ, અથવા કોઇ અમુક રીતરિવાજના પરિણામરૂપ કોઇ ગુણ ઘણામાં દેખાતા હોય, તોપણ આખી જાતિના સામાન્ય ગુણના ધોરણરૂપ ગણવાની ભૂલ ન કરવી; અને સહુથી વિશેષ એ વાતની કાળજી રાખવી જોઇએ કે જે ઉંચામાં ઉંચા તત્વનું કાર્ય મનનાં બીજા સર્વ આંતરિક વલણ અને લાગણીઓને નિયમમાં રાખવાનું અને સુધારવાનું છે તે ભૂલાય નહિ, અથવા દૂર રાખવામાં આવે નહિ. આ સર્વોપરી તત્વની કાંઇક અસર તો થશેજ, પણ તે પ્રકૃતિમાં હવે પછી બતાવવામાં આવશે તે પ્રમાણે સર્વોત્તમ હોવાથી બીજા સર્વ ઉપર પ્રાધાન્ય ભોગવતું હોવું જોઇએ. ઉપર કહેલી એ જાતની સાવચેતી રાખવાનું કામ મુશ્કેલ હોવાથી, વળી આ શક્તિ, એટલે નૈતિક સદસદ્ જાણનારી સ્વાભાવિક બુદ્ધિના સંબંધમાં મનુષ્યજાતિમાં જે કંઇ થોડો ભેદ દેખાય છે એથી, અને મનુષ્યની અંદર શું શું થઇ રહ્યું છે તેનું યથાર્થ અવલોકન કરવા માટે જે

ધ્યાન રાખવાની જરૂર છે એથી એમ બને છે કે મનુષ્યના બાહ્યરૂપનું જેમ ઘણે ભાગે નિશ્ચિત ધોરણ છે તેમ તેની આંતરિક પ્રકૃતિનું કોઇ નિશ્ચિત ધોરણ છે કે નહિ, તેના સંબંધમાં વિદ્વાનો એકમત થયા નથી. માનવીશરીરના બાહ્યરૂપ સંબંધી પણ બરાબર ખાતરીથી કહેવાય નહિ, તોપણ આપણે જ્યારે તેના આકાર વિષે વાત કરીએ છીએ ત્યારે આપણે એકબીજાનું કહેવું સમજી શકીએ છીએ ; એજ પ્રમાણે આપણે જ્યારે અતઃકરણ અને આંતરિક તત્ત્વો વિષે વાત કરીએ છીએ ત્યારે, આપણું ધારણ યથાર્થ અથવા બરાબર રીતે નિશ્ચિત ન હોય તોપણ, એક બીજાના કહેવાની મતલબ સમજી શકીએ છીએ. એટલા માટે માણસોને તેમને પોતાને દેખાડવાનો, અથવા જીવનનો અને વર્તનનો કયો માર્ગ તેમની ખરી પ્રકૃતિ સુચવે છે એ બતાવવાનો પ્રયત્ન કરીએ તો તે અસ્થાને નહિ ગણાય. હવે માનવપ્રકૃતિના અવલોકન ઉપરથી સદાચારની જે કર્તવ્યપરાયણતા બતાવવામાં આવી છે અને તેના પાલનના જે હેતુઓ ને જણાવવામાં આવ્યા છે તે,—જેમ જે વસ્તુઓ બાહ્યેન્દ્રિઓથી જણાય છે તેની સાબિતી માટે એ ઇંદ્રિયોને પૂછવું પડે છે તેમ,—પ્રત્યેક માણસના અતઃકરણ અને સ્વાભાવિક સદસદ્ વિવેકબુદ્ધિના નિર્ણય માટે કરવામાં આવેલી દલીલ સમાન ગણવાનાં છે. હવે જો આપણી આંતરિક લાગણીઓ, અને બાહ્ય ઇંદ્રિયોદ્વારા થતું જ્ઞાન એક સરખી રીતે ખરાં હોય, તો પછી જેમ આ ઇંદ્રિયોદ્વારા પ્રાપ્ત થતા જ્ઞાન ઉપરથી આપણે તાર્કિક સત્ય સિદ્ધ કરીએ છીએ અને તેની વિરૂદ્ધ કોઇ કશો આક્ષેપ લાવી શકતું નથી, તેમજ આ લાગણીઓ ઉપરથી જીવન અને વર્તનનું સત્ય સિદ્ધ કરી શકીએ છીએ. આંખો વડે કરેલા પ્રયોગો ઉપરથી સિદ્ધ કરવામાં આવેલા ચક્ષુ-શાસ્ત્ર (Optics) ના સત્ય સંબધી આપણે જેમ શંકા લાવી શકતા નથી, તેમ માણસને તેની આંખ જોવા માટે આપેલી છે એ વાત વિષે આપણે કાંઇ પણ શંકા રાખી શકતા નથી. હવે લજ્જારૂપી આંતરિક લાગણી આપણામાં છે એ વાત કબુલ રાખતાં, જેમ ચક્ષુઓ આપણને આપણો માર્ગ બતાવવા માટે આપવામાં આવ્યાં છે એ વાતનો કશો શક નથી તેમ તેને ફજેતી થાય એવાં કાર્યો કરતો અટકાવવા માટે એ લાગણી આપવામાં આવી છે એ નિઃશંક છે. અને આ આંતરિક લાગણીઓ ખરી છે, એટલે માણસની પ્રકૃતિમાં એવાં જુદાં જુદાં ભાવ અને લાગણીઓ છે, એ તેને જેમ બાહ્યેંદ્રિયો છે એ નિઃસંદેહ છે તેમ ખાત્રીપૂર્વક કહી શકાય છે. વળી જોકે ઇંદ્રિયોના સંબંધમાં જે ભૂલ થવાનો સંભવ છે તે કરતાં આ લાગણીઓના સંબંધમાં ભૂલો થવાનો વધારે સંભવ છે તોપણ તે પર આધાર રાખ્યાથી આપણે ભૂલ કરીશું એવું માનવાનું કશું કારણ નથી.

વળી એ વાત પણ નિઃશક છે કે માણસના અંતઃકરણમાં રહેલાં જુદાં જુદાં વલણ, ભાવ કે તત્ત્વ છે કે જેઓ તેને સમાજ પ્રત્યે દોરે છે, અને સમાજના સુખની વૃદ્ધિ કરવા તેને પ્રેરે છે. એના જેવું માણસમાં રહેલું એક પણ આંતરિક તત્ત્વ નથી કે જે તેને બુરાઈ તરફ દોરતું હોય. ભલું કરવાની આ પ્રેરણા ને તે પ્રત્યેની લાગણીઓ સ્તુતિપાત્ર છે એવી ખાતરી આપણા હૃદયમાં થાય છે ને તે ખાતરી આપનાર વિવેકબુદ્ધિ તે પ્રેરણા ને તે લાગણીઓથી એક જુદુંજ તત્ત્વ છે. આ બધુ આગલા વ્યાખ્યાનમાં પૂર્ણ રીતે દર્શાવવામાં આવ્યું છે.

પણ તે વિષે કોઇ નીચે મુજબના વાંધા કાઢે કે, "આ બધું સત્ય હોય તો પણ તેને સદાચાર અને ધર્મ સાથે શો સંબંધ છે? એને માટે તો આપણે આપણામાં રહેલાં બીજાં તત્ત્વો, લાગણીઓ કે રૂચીઓ કરતાં પર-સ્નેહ વધારે સબળ હોવાથી એ માર્ગે બીજાનું ભલું કરવા દોરાઇએ એટલુંજ નહિ, પણ તેની સાથે એ પણ જરૂરનું છે કે આપણું આખું ચારિત્ર્ય વિચાર અને મનન ઉપર રચવામાં આવે; અને આપણું પ્રત્યેક કાર્ય કોઇ પણ એક તત્ત્વ કે મનોભાવના જોર કે પ્રાબલ્ય પર આધાર રાખે નહિ, પણ કોઇ નિશ્ચિત નિયમથી નિયંત્રિત થાય. આપણી પ્રકૃતિમાં એવુ શું છે (આ વાત આપણી પ્રકૃતિમાંથી જે કાંઇ પ્રમાણ મળી આવે છે તેનેજ લગતી છે) કે જેથી આપણે એમ કહી શકીએ કે આપણે આ હેતુને માટે સૃજાયા હતા? અથવા મનુષ્યનો સ્વભાવ કે જે અસ્થિર અને ચંચળ સ્વભાવ છે તે આવા નિયમને આધીન છે, એ કેવી રીતે જણાય? માણસો કોઇ પણ વિચાર કર્યા વિના, એટલુંજ નહિ પણ જે ખાસ જાતના વિચારને આપણે વિવેકબુદ્ધિ (Conscience) કહીએ છીએ તે વિના કંઇ કાર્ય કરવું એ ખરેખર નહિ બનવા જોગ અને અસ્વાભાવિક છે, કારણ કે તેમ કરવું એ આપણી પ્રકૃતિની વિરૂદ્ધ છે. વળી એવો કોઇ પણ માણસ નથી કે જે કોઇ એક સ્થાન, દેખાવ કે મકાનને બીજા કરતાં વધારે પસંદ કરતો ન હોય, તેમ એવો પણ કોઇ માણસ નથી કે જે (જો સ્વાર્થ અથવા રીસ આડે આવે નહિ તો) ક્રુરતાના કાર્ય કરતાં પરોપકારનું કાર્ય પસંદ ન કરે પણ સ્વાર્થ અને રીસ આડાં આવે છે, અને ઘણી વાર વિચાર અને વિવેકબુદ્ધિથી વધારે જોરાવર હોય છે અને તેમને દબાવે છે. હવે જેમ પશુઓમાં કેટલીક જાતની લાગણીઓ તથા રૂચીઓ હોય છે કે જે વતી તેઓ તેમના સૃજનારે તેમને જે હેતુ માટે સૃજ્યાં છે તે પુરા પાડવા દોરાય છે, તેમ મનુષ્યમાં પણ એવી લાગણીઓ તથા રૂચિઓ છે, અને ફેર એટલોજ છે કે તે સિવાય મનુષ્યોમાં વિચારશક્તિ અને વિવેકબુદ્ધિનું તત્ત્વ

ઉમેરાયું છે? અને જેમ પશુઓ પોતાની પ્રકૃતિનું કોઇ અમુક તત્ત્વ અથવા તેમની કોઇ ખાસ લાગણી જે તેમનામાં અમુક વખતે સર્વથી વધારે પ્રબળ હોય તેને અનુસરતાં પોતાની પ્રકૃતિ પ્રમાણેજ વર્તે છે, તેમ શું માણસ પોતામાં રહેલું કોઇ પણ તત્ત્વ, પછી તે મનોવૃત્તિ હોય કે વિવેકબુદ્ધિ હોય, અને જે અમુક વખતે તેનામાં સહુથી વધારે પ્રબળ હોય, તેને અનુસરતાં પોતાની પ્રકૃતિ પ્રમાણે વર્તતો નથી શું? આ પ્રમાણે માણસો તેમની પોતાની જુદી જુદી ખાસ પ્રકૃતિથી માન કે ધન કે સુખ શોધવા આકર્ષાય છે. વળી કેટલાક એવા પણ હોય છે કે જેમની પ્રકૃતિ તેમને અસાધારણ પ્રમાણમાં ભલમનસાઇ કે દયા પ્રત્યે દોરી લઇ જાય છે. અને તેમની પાસે તેમના જાતિબંધુઓનુ ભલું કરાવે છે; અને એવાય કેટલાક હોય છે કે જેઓ પોતાની સમજશક્તિનો ઉપયોગ ઉતાવળથી કરતા નથી પણ પુરો વિચાર કર્યા પછીજ તેમને જે કંઇ કરવાનું હોય તે કરે છે. તો પછી પ્રત્યેક જણ તેનામાં મનોવૃત્તિ કે વિચાર કે રૂચીઓ વગેરે વધારે પ્રબળ હોય તે પ્રમાણે ભલે પોતાની પ્રકૃતિને અનુસરીને વર્તે, પણ એમ થતાં સદાચારી માણસે મહત્ત્વાકાંક્ષી કે લોભી કે વિષયી માણસોનો દોષ કાઢવો જોઇએ નહિ, કારણ કે આ લોકો પણ તેની માફકજ પોતાની પ્રકૃત્તિને અનુસરીને વર્તે છે. આવી રીતે જેમ કેટલાક સંજોગોમાં આપણે નિયમશાસ્ત્રમાં ફરમાવેલાં કાર્યો કરતાં આપણી પ્રકૃતિ પ્રમાણે વર્તીએ છીએ, તેમજ બીજા સંજોગોમાં તેથી ઉલટુંજ કરતાં આપણે આપણી પ્રકૃતિ પ્રમાણે વર્તીએ છીએ."

હવે આવું સ્વચ્છંદી રીતે બોલવું એવી માન્યતા ઉપર રહ્યું છે કે કોઇ તાત્કાળિક વિષયસુખને માટે જેમ ન્યાય અને પ્રમાણિકપણાના જાણીતા નિયમનો ભંગ માણસો કરે તેમ તેઓ જો કોઇ પ્રલોભન કે લાલચ ન હોય તો તેઓ નિયમને અનુસરે છે, ત્યારે તેઓ માત્ર પોતાની પ્રકૃતિ પ્રમાણે વર્તે છે. હવે જો આ ખરૂં હોય તો પાઉલ કહે છે કે માણસો "સ્વાભાવિક રીતે પોતાને માટે નિયમરૂપ છે" એ ખરૂં હોઇ શકે નહિ. પોતાની પ્રકૃતિને અનુસરીને વર્તવાનો અર્થ માત્ર માણસની મરજીમાં આવે તેવું કરવાનો હોય તો પ્રકૃતિ એ નીતિમાં કોઇ પણ રીતે માર્ગદર્શક છે એમ કહેવું એ પણ અર્થશૂન્ય કહેવાય: અને તેને અનુસરવું એમ કોઇ ખાસ અર્થમાં કહેવું એનો પણ કશો અર્થ રહે નહિ. કારણ કે શું કદી કોઇ પણ માણસે પોતાને ગમ્યું ન હોય એવું કાંઇ કર્યું છે? અને એમ છતાં પ્રાચીન કાળના વિદ્વાનો પ્રકૃતિથી આડે માર્ગે જવું એને દુરાચાર કહે છે; અને પ્રકૃતિ પ્રમાણે

વર્તન રાખવુ એ તેમને માટે એવું તો ઇષ્ટ છે કે તેમના કહેવા પ્રમાણે તેમાં સદાચાર સચવાયો એમ કહેવાય. આ કારણથી પ્રકૃતિ પ્રમાણે વર્તન રાખવું એનો અર્થ માત્ર મરજીમાં આવે તેમ વર્તવું એમ નહિ, પણ એથી કંઇક જુદોજ છે એમ પ્રચલિત ભાષા ઉપરથીજ આપણે જાણી શકીએ છીએ, એમ છતાં એટલું કહેવાની જરૂર છે કે 'માનવપ્રકૃતિ' એ શબ્દનો અર્થ સમજાવવાની જરૂર છે છતાં આ વ્યાખ્યાનનો મુદ્દાનો પ્રશ્ન એટલે, પ્રત્યેક માણસ સ્વાભાવિક રીતે પોતાને માટે નિયમરૂપ છે, અને પ્રત્યેક પોતાની અંદર સત્ય અને ન્યાયનો નિયમ અને તેને અનુસરવાની કર્તવ્યપરાયણતા જોઇ શકે છે, એ વાત સમજવા માટે અને તેનો અર્થ કરવા માટે એ શબ્દની સમજુત જેટલી જરૂરની હોય તે કરતાં વધારે શબ્દોનો અર્થ કરવાનો નથી. આજ વાત પાઉલ અહિં આપેલા શાસ્ત્રના વચનમાં કહે છે, અને આગળ જણાવવામાં આવેલો આક્ષેપ એ વાત માન્ય રાખતો હોય એવો દેખાવ કરીને તેને ખરી રીતે નકારે છે, અને "પ્રકૃતિ" એ જુદી જુદી દૃષ્ટિથી જોવામાં આવે છે, અને એ શબ્દનો અર્થ જુદો જુદો કરવામાં આવે છે એટલું ધ્યાનમાં લઇ અને જ્યારે એ શબ્દ જીવનના માર્ગદર્શક તરીકે, અથવા જે વડે મનુષ્યો પોતે પોતાને માટે નિયમરૂપ છે એ દર્શાવવા માટે વપરાય છે, ત્યારે તે કઇ દૃષ્ટિથી જોવામાં આવે છે અને કયા અર્થમાં વપરાય છે એ ધ્યાનમાં લઇ ઉપલા આક્ષેપનો પૂરો જવાબ આપવામાં આવશે, અને આ વ્યાખ્યાનને મથાળે આપવામાં આવેલા શાસ્ત્રવચનનો અર્થ બરાબર સમજાશે. હું કહું છું કે એ શબ્દની એ સમજુત પુરતી થશે, કારણ કે તે ઉપરથી દેખાશે કે "પ્રકૃતિ" એ શબ્દ તેના એક અમુક અર્થમાં આપણે માટે નિયમરૂપ નથી, અને બીજા એક અર્થમાં સ્પષ્ટ રીતે નિયમરૂપ છે.

૧. 'પ્રકૃતિ' એટલે માણસમાં રહેલું કોઈ પણ તત્વ એમ ઘણી વાર કહેવામાં આવે છે, અને તે કઇ જાતનું છે કે તે કેટલા પ્રમાણમાં છે તે વાતનો પણ કશો વિચાર તેની સાથે કરવામાં આવતો નથી. દાખલા તરીકે, ક્રોધની લાગણી અને માબાપનો પોતાનાં બાળકો પ્રત્યેના સ્નેહ એ બન્ને એકસરખી રીતે "પ્રકૃતિ" ગણવામાં આવે છે. અને ઘણી વાર એકજ માણસમાં પરસ્પર ઉલટી દિશામાં ખેંચતાં હોય એવાં વિરોધી તત્વો જોવામાં આવે છે, તેથી તે એ શબ્દના આ અર્થમાં પોતાના આ એકજ કાર્યથી પોતાની પ્રકૃતિને અનુસરે છે અને તેની વિરૂદ્ધ પણ વર્તે છે.

૨. જે લાગણીઓ આપણામાં સહુથી વધારે પ્રબળ હોય છે અને આપણાં કાર્યો ઉપર સહુથી વધારે અસર કરે છે તેમને ઘણી વાર 'પ્રકૃતિ'

કહે છે. આ લાગણીઓ દૂરાચાર તરફ દોરી જતી હોવાથી મનુષ્યજાતિ આ અર્થમાં સ્વાભાવિક રીતે દૂરાચારી એટલે પ્રકૃતિથીજ દૂરાચારી છે એમ કહેવાય જેમ વિદેશીઓ વિષે પાઉલ કહે છે કે "તેઓ અપરાધ અને પાપમાં મરેલા હતા, અને આજ્ઞાભંજનના આત્મા પ્રમાણે ચાલતા હતા, અને તેઓ પ્રકૃતિથી કોપનાં છોકરાં હતાં" ( એફેસીઓ ૨ ; ૧, ૨, ૩ ). તેઓ પ્રકૃતિથી દૂરાચારી થયા સિવાય પ્રકૃતિથી કોપનાં બાળકો કોઇ પણ રીતે થઇ શકે નહિ.

આ પ્રમાણે "પ્રકૃતિ" શબ્દના બે જુદા જુદા અર્થ છે, પણ તે બન્ને અર્થ એવા છે કે મનુષ્ય પોતેજ પોતાને માટે નિયમરૂપ છે એમ કહી શકાય નહિ. એ જે અર્થ આપવામાં આવ્યા છે તે એટલાજ માટે છે કે તેમને બાજુએ મૂકવામાં આવે, અને ઉપરના આક્ષેપમાં જેમ પાછલો અર્થ હવે પછી જે બીજો અર્થ તપાસવામાં અને સમજાવવામાં આવશે તેની સાથે ભેળસેળ થઇ ગયો છે, તેમ થતો અટકે.

૩. પ્રેરિત કહે છે કે "વિદેશીઓ સ્વાભાવિક રીતે નિયમશાસ્ત્ર પ્રમાણે વર્તે છે," એટલે પોતાની પ્રકૃતિને અનુસરીને તેઓ એમ કરે છે. અહિં પ્રકૃતિ ને શાસ્ત્રમાં પ્રગટ કરેલા નિયમથી કોઇએક જુદી બાબત તરીકે બતાવવામાં આવી છે, તો પણ તે માત્ર નકારવાચક નથી. એ શબ્દથી તેમણે કંઇ કર્યું ન હોય તે કરતાં તેથી, એટલે પ્રકૃતિથી, નિયમશાસ્ત્રનાં કાર્ય કર્યાં હતાં એ વાત તે વિશેષ પ્રમાણમાં દર્શાવવા માગે છે. એ તો સ્પષ્ટ છે કે આ વચનમાં આપવામાં આવેલા આ શબ્દનો અર્થ તેના ભુંડાઇ તરફ દોરનાર એવા પહેલા અર્થ જેવો નથી ; કારણકે આ પાછલા અર્થમાં તે ભલાઇ તરફ દોરનાર છે. મનુષ્યમાં એવુ શું છે કે જેથી તે "પ્રકૃતિથી ( સ્વાભાવિક રીતે ) પોતાને માટે નિયમરૂપ છે" એ નીચેના શબ્દોમાં સમજાવવામાં આવ્યું છે : "તેઓની પ્રેરકબુદ્ધિ તેઓની સાથે શાહેદી આપતાં, તથા તેઓના વિચાર એકબીજાને દોષિત અથવા નિર્દોષ ઠરાવતાં, તેઓ પોતાના અતઃકરણમાં લખેલા નિયમનું કામ દેખાડે છે." હવે જો "તેમના અતઃકરણમાં લખેલાં કાર્યો" અને "પ્રેરકબુદ્ધિની શાહેદી" એ બેને જુદાં પાડવામાં આવે તો પહેલાનો અર્થ માયાળુપણું અને મમતા, અથવા જેને પ્રેરિત 'સારૂં' કહે છે, અને જે વર્તણુકને આ પ્રેરિત વારંવાર ફરમાવે છે તે પ્રત્યે સ્વાભાવિક વલણ સમજવું જોઇએ. આ તેની પ્રકૃતિનો એ ભાગ છે કે જે વિષે આગલા વ્યાખ્યાનમાં વર્ણવેલું છે ને જે માણસને સમાજ તરફ દોરે છે, અને જેના વતી તે, પોતાની મનોવૃત્તિ કે પોતાનો સ્વાર્થ તેને આડે માર્ગે દોરી ન જાય તો, તેમાં

(સમાજમાં), સ્વાભાવિક રીતે ન્યાયની રૂએ અને ભલમનસાઇથી વર્ત્તે છે. તોપણ મનના જુદા જુદા ભાવ અને ખાનગી હિતના વિચાર જે (ભલે આડકતરી રીતે હોય તોપણ) આડે માર્ગે લઇ જાય છે તે અમુક અંશે સ્વાભાવિક છે અને તે ઘણી વાર અતિ પ્રબળ હોય છે; અને એમાંનો કોઇ પણ ભાવ વગેરે આપણામાં પ્રકૃતિ એ શા પ્રમાણમાં મૂકેલ છે તે જાણવાનું આપણી પાસે કશું સાધન નહિ હોવાથી, એ સ્પષ્ટ છે કે જેમ આપણા પોતાના હિતનાજ વિચાર આપણે માટે નિયમરૂપ થઇ શકતા નથી, તેમ આપણા મનના ભાવ સારા અને યોગ્ય હોય તોપણ માત્ર સ્વાભાવિક છે એટલાથીજ આપણે માટે નિયમરૂપ થઇ શકતા નથી. પણ પ્રત્યેક મનુષ્યમાં વિચાર અને વિવેકનું એક ઉંચુ તત્ત્વ હોય છે, જે તેના અંતઃકરણનાં જુદાં જુદાં તત્ત્વોનો તેમજ તેનાં બાહ્ય કાર્યનો પરસ્પર ભેદ બતાવે છે, ને જે તેનો અને તેમનો પણ ન્યાય કરે છે. અમુક કાર્યો ન્યાયી, યોગ્ય અને સારાં છે, અને બીજા ભુંડાં, અન્યાયી અને અયોગ્ય છે, એવુ તે નિશ્ચિતપણે કહે છે, અને જો તેની સલાહ લેવામાં ન આવે તોપણ તે ન્યાયાધીશ તરીકે પોતાનો અધિકાર પોતાના હાથમાં લે છે, અને કાર્યો કરનારને પસંદ કરે છે કે તેને દોષિત ઠરાવે છે અને જો તેને જોરથી દબાવી દેવામાં આવે નહિ તો સ્વાભાવિક રીતે અને ખાત્રીપૂર્વક તેના પોતાના આપેલા દંડનું સમર્થન કરે, અને તેને મજુર રાખે, એવો એક બીજો તેનાથી અધિકાધિક ઉંચો અને અસરકારક દંડ થનાર છે એમ સુચવે છે. પણ વિવેકબુદ્ધિ (Conscience) ના કાર્યના આ ભાગનો વિસ્તારથી ખુલાસો આ ઠેકાણે આપવાનો મારો ઇરાદો નથી. માણસમાં સ્વાભાવિક રીતે આ શક્તિ છે તેને લીધે તે એક નૈતિક પ્રાણી બને છે અને તે પોતા પ્રત્યે નિયમરૂપ છે. અને મારે એ કહેવાની જરૂર છે કે આ શક્તિ તેના હૃદયમાં રહેલાં બીજાં તત્ત્વોની માફક અમુક અસર કરનાર માત્ર એકજ તત્વ તરીકે ગણવાની નથી, પણ તેની જાતમાં તેમ પ્રકૃતિમાં તે સર્વોપરી છે, અને બીજી સર્વ શક્તિઓ ઉપર અધિકાર ભોગવે છે એમ ગણવાનું છે.

આ શક્તિ કે જે આપણા મનની જુદી જુદી લાગણીઓ અને આપણાં જુદાં જુદાં કાર્યોને પારખે છે, અને તેઓને પસંદ કરે છે અથવા નાપસંદ કરે છે, તેનો આ હક કે તેની આ સ્વાભાવિક સર્વ શ્રેષ્ઠતાને લઇને, મનુષ્યો પોતાને માટે નિયમરૂપ બને છે, અને આપણી પ્રકૃતિના આ નિયમનું પાલન કે તેનું ઉલ્લંઘન થવાથી આપણાં કાર્યોને, સહુથી ઉત્તમ અને યોગ્ય અર્થમાં, સ્વાભાવિક કે અસ્વાભાવિક ગણાય છે. એના વિષે વધારે

સમજુતી આપવાની જરૂર છે, અને મને આશા છે કે જો નીચેના કેટલાક વિચાર ઉપર બરાબર ધ્યાન અપાશે તો તે સ્પષ્ટ થશે.

મનુષ્ય પોતામાં રહેલ કોઇ પણ તત્ત્વ કે વલણ જે અમુક વખતે સહુથી વધારે પ્રબળ હોય તેને અનુસરીને ચાલે, અને એમ છતાં તે પોતાની ખરી પ્રકૃતિથી આડું અથવા વિરૂદ્ધ વર્તન કરે એ બનવાજોગ છે. ધારો કે કોઇ પશુ, કંઇ પણ લાલચથી જાળમાં ફસાયું હોય, અને તેથી તેનો નાશ થયો હોય; તો ત્યાં એ ખુલ્લું દેખાઇ આવે છે કે એ પશુએ પોતાની રૂચી તૃપ્ત કરવા પ્રેરાતાં પોતાના મનના વલણનેજ અનુસર્યું છે, અને તેની પ્રકૃતિ અને તેનું આ કાર્ય એક બીજાની વિરૂદ્ધ નથી. અને તેથી સિદ્ધ થાય છે કે તેનું આ કાર્ય સ્વાભાવિક છે. પણ ધારો કે કોઇ માણસ પોતાનો નાશ નક્કી થવાનો છે એવું જાણીને, કોઇ તાત્કાળિક સુખના ભોગાર્થે તેમાં ઝંપલાવે, તો તે પેલા પશુની માફક પોતાની સર્વથી વધારે પ્રબળ ઇચ્છાને વશ થાય છે એ ખરૂં છે, પણ જેમ કોઇ કળાના છેક અધમ કાર્ય અને તે કળામાં સર્વથી વિશેષ પ્રવીણ માણસની શક્તિ વચ્ચે કોઇ જાતનો મેળ કે સંબંધ નથી, તેમ તે માણસની પ્રકૃતિ અને તેના આવા કાર્ય વચ્ચે કશો મેળ હોતો નથી. આવો નિર્ણય કરીએ છીએ તે તે કાર્ય અથવા તેનાં પરિણામ શાં છે તેનો વિચાર કરવાથી નહિ પણ તેના કર્તાની પ્રકૃતિની સાથે તેવા કાર્યની તુલના કરવાથી તે સિદ્ધ થાય છે, અને આવુ કાર્ય મનુષ્યની પ્રકૃતિને છેક પ્રતિકૂળ છે તેથી તે ખરેખરી રીતે અને શબ્દના ખરા અર્થમાં અસ્વાભાવિક ગણાય છે. આ "અસ્વાભાવિક" શબ્દજ એ અનુરૂપતા દર્શાવે છે. આથી કરીને "તેની પ્રકૃતિને પ્રતિકૂળ" એ શબ્દોને બદલે "અસ્વાભાવિક" શબ્દ આપણે હવે વાપરી શકીએ છીએ. કારણ કે આ શબ્દ વધારે પરિચિત છે, પણ અહિં એ કહેવું જરૂરનું છે કે એ બન્ને શબ્દનો અર્થ એકજ છે.

હવે આપણે શા કારણથી આવા ઉતાવળીઆ કાર્યને અસ્વાભાવિક ગણીએ છીએ? એ માણસ યોગ્ય અને ધ્યાનપુર્વક સ્વ-પ્રેમતત્ત્વ જે તેની પ્રકૃતિનો એક અંશ છે તેની વિરૂદ્ધ ચાલ્યો છે તેનુ કારણ એજ હશે? નહિ: કારણ કે જો તે જેવી રીતે વર્ત્યો તેથી તદન ઉલટી રીતે વર્ત્યો હોત તો તે બીજું એક તત્ત્વ કે જે તેની પ્રકૃતિનો અંશ પણ છે, એટલે મનોવિકાર કે રૂચી, તેની વિરૂદ્ધ એટલાજ પ્રમાણમાં વર્ત્યો હોત. આપણામાં કોઇ ઉપસ્થિત થએલી ઇચ્છાની તૃપ્તિનું પરિણામ વિનાશ અથવા તો ભારે દુઃખ થશેજ એવું જાણીને તે તૃપ્ત કરવાની ના પાડવી એ કોઇ પણ રીતે અસ્વાભાવિક કાર્ય ન કહેવાય; પણ આવા ક્ષણિક સુખને માટે ધ્યાનપૂર્વક સ્વપ્રેમની વિરૂદ્ધ વર્તન કરવું

એ ઉપર આપેલા દાખલામાં અસ્વાભાવિક ગણાય. તેમ વર્તવાથી તે માણુસ માત્ર અમુક તત્ત્વ કે ઇચ્છાની વિરૂદ્ધ જાય છે અથવા અમુક પળે જે ભાવ કે લાગણી તેનામાં સહુથી વધારે પ્રબળ હોય તેની વિરૂદ્ધ જાય છે તેને લીધેજ તેનું વર્તન અસ્વાભાવિક ગણાતું નથી, તેથી જણાય છે કે મનના ભાવ અને ધ્યાન-પૂર્વક સ્વપ્રેમ વચ્ચે મે હજુ સુધી બતાવ્યો નથી એવો કોઇ ભેદ હોવો જોઇએ. અને આ ભેદ માત્ર શક્તિનો કે અંશનો ભેદ નહિ હોવાથી હું તેને પ્રકૃતિનો ભેદ કહું છું. અને ઉપર આપેલા દાખલામાં જો ધ્યાનપૂર્વક સ્વ-પ્રેમ પર વિજય પામે છે તો તેનું પરિણામરૂપ કાર્ય અસ્વાભાવિક છે, પણ જો ધ્યાનપૂર્વક સ્વ-પ્રેમ મનના ભાવ પર વિજય મેળવે છે તો તે કાર્ય સ્વાભાવિક બને છે, તેથી એ સ્પષ્ટ જોઇ શકાય છે કે સ્વ-પ્રેમ એ માનવપ્રકૃતિમાં મનોવિકાર ચઢીઆતું તત્ત્વ છે. ધ્યાનપૂર્વક સ્વ-પ્રેમની વિરૂદ્ધ વર્તન થતાં માનવપ્રકૃતિનું ઉલ્લંઘન થાય છે, પણ આવા મનોવિકારની વિરૂદ્ધ જતાં તેમ થતું નથી. એટલે આપણે જો માનવપ્રકૃતિ પ્રમાણે વર્તવું હોય તો ધ્યાનપૂર્વક અને યોગ્ય સ્વ-પ્રેમ જેમ પ્રેરે તેમ વર્તવુ જોઇએ. આ પ્રમાણે, વિવેકબુદ્ધિ (Conscience) નો કશો પણ ખાસ વિચાર કર્યા વગર, આપણી અંદરનું એક તત્ત્વ બીજાના કરતાં વધારે ઉચ્ચ છે એ આપણે સ્પષ્ટ રીતે જોઇ શકીએ છીએ; અને એ પણ જોઇ શકીએ છીએ કે આ શ્રેષ્ઠતા તે તત્ત્વના જોર કે પ્રાબલ્યના પ્રમાણ ઉપર કશો આધાર રાખતી નથી.

હવે આપણે માનવપ્રકૃતિ જે અમુક અંશે વિધવિધ લાગણીઓ, મનોવિકાર, રૂચિ વગેરેની, અને અમુક અંશે વિચારના તત્ત્વ કે વિવેકબુદ્ધિની બનેલી છે તેનો, આ એમાંનો કોઈ પણ અંશ કયા પ્રમાણમાં પ્રાબલ્ય ભોગવે છે તે ધ્યાનમાં લીધા વગર, વિચાર કરીએ. એમ કરતાં જણાશે કે માનવપ્રતિમાં જે વિવેકબુદ્ધિ છે તે તેનામાં જે મનોવિકાર ઇત્યાદિ હોય છે તેથી શ્રેષ્ઠ છે.

મનના ભાવ કે રૂચિ એટલે અમુક અમુક પદાર્થ કે વસ્તુઓ પ્રત્યે થતું વલણ છે, અને તેમાં એ વસ્તુઓ શા શા સાધનથી પ્રાપ્ત થાય તે જાણવાનું કે જોવાનું કંઇ પણ સ્થાન નથી. હવે ઘણી વાર એવું બને છે કે અમુક વસ્તુઓ જે પ્રાપ્ત કરવામાં બીજાને હાનિ થાયજ તે પામવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે. આ સ્થળે વિચાર કે વિવેકબુદ્ધિ દાખલ થાય છે અને એ સંજોગોમાં એ વસ્તુઓ પાછળ જવાનું નાપસંદ કરે છે; પણ તે ઇચ્છા મનમાં રહે છે. હવે કોનું માનવું, રૂચિનું કે બુદ્ધિનું? આ પ્રશ્નનો ઉત્તર માનવપ્રકૃતિની યોજના અને બંધારણ ઉપરથી, કયું તત્ત્વ વધારે પ્રબળ છે

તે કહ્યા સિવાય, શું આપી શકાતો નથી? અથવા આ બધાનો વિચાર કરવાની કંઇ જરૂર છે? વિચાર કે વિવેકનું તત્ત્વ માણસમાં રહેલાં જુદાં જુદાં ભાવ, કે લાગણીઓ અને રૂચિઓની સાથે સરખાવતાં, એ બધાં તત્ત્વોની વધારે કે ઓછી શક્તિનો કશો પણ વિચાર કર્યા વગર, દેખીતી રીતે સર્વોપરી અને શ્રેષ્ઠ છે એમ કહેવાથી એ પ્રશ્નનો ઉત્તર બુદ્ધિપૂર્વક અને પૂર્ણ રીતે નહિ અપાય? અને આ મનોભાવ ભાવ કે લાગણીઓમાંનું કોઇ પણ ગમે તેટલી વાર પ્રાધાન્ય ભોગવતો હોય, પણ તેનું તે પ્રાધાન્ય માત્ર બળાત્કારથી છીનવી લીધેલો અધિકાર છે. વિવેકબુદ્ધિ તેની પ્રકૃતિથી અને જાતથીજ ચઢિયાતી છે; અને રૂચિ વગેરેના આવા પ્રાધાન્યનો પ્રત્યેક દાખલો માણસની પ્રકૃતિ ઉપર કરવામાં આવેલો બળાત્કારનો દાખલો છે.

આ બધુ "જોર" અને "અધિકાર" વચ્ચેનો જે ભેદ સહુ જાણે છે તેજ બતાવે છે; માત્ર ફેર એટલો છે કે રાજ્યકારભારમાં શું શક્ય છે અને શું ન્યાયપુરઃસર છે એ એનો ભેદ દર્શાવવાને બદલે, અહિં માણસમાં રહેલાં ઘણાં તત્ત્વોને તે લાગુ પડે છે. આ પ્રમાણે, જે તત્ત્વથી આપણા પોતાનાં અંતઃકરણ, સ્વભાવ અને કાર્યને તપાસીએ છીએ, અને પસંદ કે નાપસંદ કરીએ છીએ, તે માત્ર અમુક વખતેજ અમુક અસર કરી શકે છે એમ ધારવાનું નથી. એટલું તો પ્રત્યેક મનોભાવ અથવા હલકામાં હલકા મનો-વિકાર વિષે કહી શકાય છે. પણ એ તત્ત્વ બધાથી શ્રેષ્ઠ છે, અને તેની પ્રકૃતિના કારણથીજ બીજાં બધાં તત્ત્વો ઉપર અધિકાર ભોગવવાનો સ્પષ્ટ રીતે દાવો કરે છે, અને તે એટલે સુધી કોઇ પણ માણસ વિવેકબુદ્ધિરૂપી આ શક્તિનો વિચાર. તેના અશરૂપે ન્યાય કરવાનુ, માર્ગ બતાવવાનું અને દેખરેખ રાખવાનું કાર્ય ગણ્યા સિવાય કરી શકતું નથી. એ બધું આ શક્તિના વિચારના અશરૂપેજ છે, અને પ્રાધાન્ય અને અધિકાર ભોગવવો એ વિવેકબુદ્ધિનું કાર્ય છે એ મનુષ્યના બંધારણ ઉપરથીજ દેખાય છે. તેને જેમ અધિકાર છે તેમ જો તેનામાં શક્તિ હોય, અને તેનામાં જેમ હક છે તેમ જો બળ હોય, તો તે આખા જગતનું રાજ્ય પૂર્ણ રીતે કરેજ કરે.

આ વાત મનુષ્યની પ્રકૃતિ વિષે કાંઇક વિશેષ જ્ઞાન આપણને આપે છે; આપણે કેવું જીવન ગાળવા માટે સૃજાયા છીએ તે બતાવે છે; અને આપણી ખરી પ્રકૃતિ આપણને વિચાર અને વિવેકબુદ્ધિથી માત્ર અમુક અંશેજ દોરાવા સુચવે છે, એટલુંજ નહિ પણ જો આપણે આપણી પ્રકૃતિના બંધારણ પ્રમાણે બરાબર વર્તીએ તો આપણે તેનાથી કેટલે અશે દોરાવું જોઇએ એ પણ બતાવે છે; વળી આ શક્તિ આપણા ઉપર ખરો અધિકાર ભોગવવા

સારૂ, અને આપણામાં રહેલાં તત્ત્વો, ભાવ અને કાર્યના જુદા જુદા હેતુઓને નિયમિત કરવા સારૂ આપણામાં મુકવામાં આવી છે એ પણ દર્શાવે છે. આ તેનો હક છે અને આ તેનું કાર્ય છે, અને એ કારણથી તેનો અધિકાર પવિત્ર છે. અને માણસો પોતાના કોઇ માની લીધેલા હિત કે જેને તેઓ બીજી રીતે પ્રાપ્ત કરી શકે નહિ તેને માટે, અથવા પોતાના મનના કોઇ ભાવ જેને તેઓ બીજી રીતે તૃપ્ત કરી શકે નહિ તેને માટે, એ અધિકારનું ઉલ્લંઘન કરે, અથવા દ્રોહી બની તેને આધીન થવાની ના પાડે, તોપણ તેથી વિવેકબુદ્ધિના આ વાસ્તવિક હક અને કાર્યમાં કશો બાધ આવતો નથી.

હવે આપણે આ બધુ બીજી રીતે તપાસીએ અને એમ ધારીએ કે જાણે કે વિવેકબુદ્ધિની આ સ્વાભાવિક શ્રેષ્ઠતા જેવું કશું ન હોય, અને મનુષ્યમાં રહેલા એક તત્ત્વ અને બીજા તત્ત્વ વચ્ચે માત્ર વધતા ઓછા બળ સિવાયનો બીજો કોઇ પણ ભેદ ન હોય, તો આનું શું પરિણામ આવે તે જોઇએ.

વારૂ, માણસનાં કાર્યોનો તેના પોતાના સંબંધમાં, જાતિબંધુઓના સંબંધમાં અને પરમેશ્વરના સંબંધમાં શો વિસ્તાર અને તેની શી મર્યાદા છે તેનો વિચાર કરીએ. આપણી સ્વાભાવિક શક્તિ સિવાયની બીજી એ કાર્યોને શી શી મર્યાદા છે? પહેલી બે જાતનાં કાર્યના સંબધમાં આ જાતની મર્યાદા સિવાય બીજી કશી નથી; કોઇ પણ માણસ પોતાને માટે દુઃખ પસંદ કરતો નથી; અને કોઇ પણ માણસ કારણ વગર બીજાને હાનિ કરતો નથી. કારણ કે આ મર્યાદાની અંદર મનુષ્યજાતિ જાણી જોઇને મનોવિકાર કે તોફાનીપણાને વશ થઇ પોતા ઉપર તેમ બીજા ઉપર દુઃખ અને નાશ આણે છે; અને અધર્મની તથા દેવનિંદાની કંઇ મર્યાદાજ નથી. માણસો જગતના સૃજનારની નિંદા કરે છે અને પોતાના કર્તા પ્રત્યેની પોતાની જવાબદારીનો મ્હોડેથી ઇનકાર કરે છે. ઉપર સુચવેલા ત્રણ સંબંધોમાંના એકનો દાખલો લો. જો કે આપણે દેવનિંદા કે અધર્મ કાંઇ નહિ જેવું સમજીએ, તોપણ તેથી સનાતન દેવ જે આપણો પેદા કરનાર છે તેનું અપમાન કરવામાં આવે છે; અને એવું કરવું એ શું મનુષ્યની પ્રકૃતિને જેટલે અંશે સર્વસક્તિમાન પરમેશ્વરની ભક્તિ કરવી અને તેને આધીન રહેવું એ માણસને શોભે તેટલે અંશે શું શોભે? અથવા ધારો કે કોઇ માણસે પોતાના પિતાની ઘાત કરી છે અને તેમ કરવામાં તેણે બન્યું તેટલું ઘાતકીપણું વાપર્યું છે. આ કાર્ય તેણે એ પળે તેનામાં અમુક મનોવિકાર વધારે પ્રબળ થવાથી કરેલું છે. હવે જો મનના આંતરિક તત્વો વચ્ચે માત્ર વત્તાઓછા બળનોજ ભેદ હોય

તો આ સ્થળે તેનામાં અમુક લાગણીનું બળ વિશેષ હોવાથી તેની આખી પ્રકૃતિ તેમાં આવી જાય છે. એ સ્થિતિમાં એ કાર્ય તે તત્ત્વ અમુક પ્રમાણમાં જોરદાર હોવાથી તેને અનુકૂળ છે, જેથી તે તે મનુષ્યની પ્રકૃતિને અનુકૂળ છે એમ કહેવાય. એમ છતાં તે કાર્યને તેની પ્રકૃતિ સાથે સરખાવતાં તેમાં કાંઇ પ્રતિકુળતા દેખાતી નથી, અથવા તેમની વચ્ચે કોઇ પણ પ્રકારની અયોગ્યતા જોવામાં આવતી નથી. એટલે પિતાની ઘાત અને મનુષ્યની પ્રકૃતિ એ એજ પ્રકૃતિ અને પિતા પ્રત્યે પ્રેમ અને આધીનતા જેમ પરસ્પર અનુકૂળ છે તેમ, અનુકૂળ થાય છે. હવે જો આંતરિક તત્ત્વો વચ્ચે માત્ર વત્તાઓછા બળનોજ ભેદ હોય તો આ બે કાર્ય વચ્ચે કશો ભેદ માની શકતા નથી, અને આપણે એ બન્નેને એકસરખી રીતે પસંદ અથવા નાપસંદ કરવાં જોઇએ. હવે આ કરતાં બીજું વિશેષ અર્થશૂન્ય શું હોઇ શકે ?

---

# માનવપ્રકૃતિ વિષે.

## વ્યાખ્યાન ત્રીજું.

વિચાર કે વિવેકબુદ્ધિની સ્વાભાવિક શ્રેષ્ઠતા આ રીતે સ્થાપિત થયા પછી જે માનવપ્રકૃતિને અનુસાર વર્તન કરવાથી સદાચાર કરવામાં આવ્યો અને તેને પ્રતિકૂળ જવાથી દૂરાચાર કરવામાં આવ્યો એમ કહેવાય છે, તેનો ખરો અર્થ શો છે તે આપણે એ ઉપરથી સ્પષ્ટ રીતે જાણી શકીએ છીએ.

જેમ રાજકીય બંધારણમાં સંયુક્ત બળ અને એક સર્વોપરી અધિકાર નીચે વિધવિધ પરતંત્ર સંસ્થાઓ હોય છે, અને સમાજના પ્રત્યેક સભ્યનું જુદું જુદું બળ લક્ષમાં આવતું નથી, પણ જે પરતંત્ર સંસ્થાઓ, તેઓનું ઐક્ય અને સર્વોપરી અધિકાર એ ત્રણે લક્ષમાં ન આવે તો એ રાજકીય બંધારણનો વિચાર નાશ પામે છે; તેવીજ રીતે બુદ્ધિ, જુદાં જુદાં મનોભાવ, રૂચિઓ, લાગણીઓ વગેરે તેમના બળના જુદા જુદા પ્રમાણમાં હોય તો તેથી "માનવપ્રકૃતિ"નો પૂરો વિચાર થયો એમ સમજવાનું નથી; પણ એ પ્રકૃતિ આ જુદાં જુદાં તત્ત્વોનો પરસ્પર અમુક પ્રકારનો સંબંધ છે, અને જુદા જુદા મનોભાવ વગેરે વિચાર કે વિવેકના કોઇ એક સર્વોપરી તત્ત્વને સ્વાભાવિક રીતે આધીન છે એ વાતમાં રહેલી છે. માંહેનાં પ્રત્યેક વલણ, લાગણી કે રૂચિ એ આપણી પ્રકૃતિનો ખરો અંશ છે, પણ તેમાં સમગ્ર પ્રકૃતિનો સમાવેશ થતો નથી. આ બધામાં સર્વોપરી શક્તિ કે જેનું કાર્ય આ બધાને નિયમમાં રાખવાનું છે અને તેમના ઉપર અધિકાર ભોગવવાનું છે તેને ઉમેરો, અને તેની સાથે તેની સ્વાભાવિક શ્રેષ્ઠતા સ્વીકારો, ત્યારે તમને મનુષ્યપ્રકૃતિનો પૂરો વિચાર પ્રાપ્ત થયો કહેવાય. અને જેમ રાજ્યમાં રાજ્યના અધિકાર ઉપર બળાત્કાર ફાવી જવાથી તેના બંધારણને કેટલીક વાર તોડી નાખવામાં આવે છે, તેવીજ રીતે વ્યવસ્થિત માણસ ઉપર તેમાં રહેલી ક્ષુદ્ર શક્તિઓ તેનામાં જે શક્તિ સ્વાભાવિક રીતે સર્વોપરી છે તેના ઉપર વિજય પામવાથી બળાત્કાર કરવામાં આવે છે. આ કારણને લીધે જ્યારે પ્રાચીન લેખકો એમ કહે છે કે રીબવણી અને મૃત્યુ એ માનવપ્રકૃતિથી જેટલે અંશે અન્યાય વિપરિત છે તેટલે અંશે તે વિપરિત નથી, ત્યારે તેનો અર્થ એમ સમજવાનો નથી કે મનુષ્યમાં અન્યાય પ્રત્યે જે અભાવ છે તે

કરતાં રીબવણી પ્રત્યે અભાવ કંઇ ઓછો છે, પણ એમ સમજવાનું છે કે રીબવણી વગેરે આપણી પ્રકૃતિથી વિરૂદ્ધ છે, પણ એ શબ્દ તેના માત્ર અમુક અર્થમાંજ એટલે તેનો છેક ક્ષુદ્ર અંશ જે પશુઓમાં અને માણસોમાં સામાન્ય છે એ અર્થમાં લેવાનો છે, પણ અન્યાય એ આપણી સમગ્ર પ્રકૃતિની વિરૂદ્ધ છે, અને ત્યાં એ શબ્દ તેના ઉચ્ચ અર્થમાં એટલે માણસના આત્મિક તથા દૈહિક બંધારણના અર્થમાં લેવાનો છે.

હવે આ બધી દલીલો ધ્યાનમાં લેતાં સ્પષ્ટ થાય છે કે મનુષ્યને ફાવે તેમ વર્તવા માટે અને તેને પોતાના મનના વિકાર કે ઇચ્છા તેને જ્યાં દોરી જાય ત્યાં તેની કુદરતી શક્તિના પ્રમાણમાં જવા માટે ઇશ્વરે તેને છુટ આપી હોય એમ માનવાનુ નથી. એ સ્થિતિ તો પશુઓની છે, પણ માણસની સ્થિતિ જુદી છે; તે તેના બંધારણ કે તંત્ર કે તેની પ્રકૃતિથી પોતાને માટે પૂર્ણ રીતે ખરા અને યોગ્ય અર્થમાં નિયમરૂપ છે. યોગ્યાયોગ્યની તુલના કરવાનો નિયમ તેની પોતાની અંદર રહ્યો છે; માત્ર જે જરૂરનું છે તે એ છે કે તેણે તે નિયમનુ પ્રમાણિકપણે પાલન કરવુ.

કોઇ એવો સામાન્ય નિયમ કે જેને અનુસરીને ચાલવાથી આપણાં કાર્ય સારાં ગણાય, અને જેની વિરૂદ્ધ ચાલવાથી ભુંડાં ગણાય, તેના સંબંધમાં વિચારવંત પુરૂષોએ જે વિચાર કર્યા છે તે ઘણી રીતે બહુ કામના છે. તો પણ જો કોઇ સાધારણ માણસ કોઇ પણ કાર્ય કર્યા પહેલાં પોતાને પૂછે કે આ જે હું કરૂં છું તે સારૂં છે કે ખોટું છે, ભલું છે કે ભુંડું છે, તો મને પૂર્ણ ખાત્રી છે કે લગભગ હરેક સંજોગમાં, એ પ્રશ્નનો ઉત્તર સત્યને અને સદાચારને અનુસરતોજ મળે. આમાં અપવાદરૂપ હોય એવા થોડાજ દાખલા મળી આવશે, અને જે મળી આવશે તે વહેમ અથવા પોતા પ્રત્યે પક્ષપાતના દાખલા હશે. વહેમ કદાચિત અપવાદરૂપ ગણી શકાય, પણ આપણા પોતા પ્રત્યે પક્ષપાત એ અપવાદરૂપ ન ગણાય; એ તો સાવ અપ્રમાણિકપણુંજ છે. કોઇ માણસને અમુક કાર્ય કોઇ બીજું કરે તો સખ્ત, અન્યાયી અને જુલ્માતભરેલું લાગે, અને તેજ કાર્ય જો તે પોતે કરે તો તેને ન્યાયપુરઃસર, વાજબી અને યોગ્ય લાગે, એ ચોખ્ખો દુરાચાર છે, અને એવો વિચાર તેના પોતામાં રહેલ અન્યાયથીજ નીકળે છે.

પણ મનુષ્યમાં યોગ્યાયોગ્યનો નિર્ણય કરવાનો નિયમ છે એ વાત કબુલ રાખતાં કોઇ એમ પૂછે કે, "એ નિયમનું સાંભળવાને અને તેને અનુસરવાને માટે આપણે બંધાએલા છીએ એ શાથી સાબીત થાય?" હું એ પ્રશ્નનો આ પ્રમાણે ઉત્તર આપું છું: આપણે ઉપર સિદ્ધ કર્યું છે કે મનુષ્ય પોતાની

પ્રકૃતિથીજ પોતાને માટે નિયમરૂપ હોય છે, અને આમાં એ નિયમ પ્રમાણે ઠરાવેલા વાસ્તવિક શાસનોના વિચાર કરવાની આવશ્યકતા નથી. આ કારણથી એ પ્રશ્નનો ઉત્તર સ્પષ્ટ છે. આ નિયમ તમારી પ્રકૃતિનો નિયમ છે એટલુંજ કહેવુ બસ છે. તમારી વિવેકબુદ્ધિ આવો માર્ગ પસંદ કરે છે અને તેને વિષે સાક્ષી આપી રહી છે એ તેની કર્તવ્યપરાયણતાને સિદ્ધ કરે છે. વિવેકબુદ્ધિ આપણે કયા માર્ગમાં જવુ એજ માત્ર બતાવતી નથી, પણ એ આપણો સ્વાભાવિક માર્ગદર્શક છે કે જે આપણી પ્રકૃતિના સૃજનારેજ આપણે માટે નિશ્ચિત કરેલ છે, એ વાતનુ પ્રમાણ તેના પોતામાંજ રહ્યું છે. એ માર્ગમાં ચાલવુ અને એ માર્ગદર્શકને અનુસરવુ એ આપણી ફરજ છે, અને એમને છોડીને જઇશું તો દડ ભોગવવો પડશે કે નહિ પડે એવો કશો પણ વિચાર કરવાનો નથી.

તોપણ આપણી પ્રકૃતિના આ નિયમના પાલનની વિરૂદ્ધ શું કહેવામાં આવે તે હવે આપણે સાંભળીએ. એનો સાર આ છે :—" આપણી બહાર કંઇ પણ હોય તેની આપણે શા માટે પરવા કરવી જોઇએ? જો આપણે પોતાની અદર બીજા માણસોને લગતી ધારણાઓ અને જાત જાતના પ્રતિબંધ હોય, તોપણ આ માત્ર અડચણરૂપ હોવાથી, અને આપણને આપણા પોતાના હિત પ્રત્યેનો સહુથી વધારે સહેલો માર્ગ લેતાં અટકાવતાં હોવાથી, આપણે તેમને દબાવી દેવા અને બાજુએ મુકવા શા માટે પ્રયત્ન ન કરવો ?"

આ પ્રમાણે લોકો એવા શબ્દો વાપરે છે કે જે માનવપ્રકૃતિને અને આ જગતમાં માણસની સ્થિતિને લાગુ પાડીએ તો બિલકુલ અર્થ વગરના છે. કારણ કે એવી બધી દલીલો એવી માન્યતા ઉપર રચાઇ છે કે આ દુનિયામાં આપણું સુખ બીજા લોકોના હિતથી છેક જુદુંજ છે, અને કોઇ પણ પ્રતિબંધ કે મર્યાદા વગર રહેવું એ દૂરાચારનો હક છે. પણ ખરૂં જોતાં આપણા જીવનનાં બધાં સુખ અને દુરાચારનાં સુખ પણ આપણા જાતિબંધુઓ પ્રત્યેના વિચાર અને ધારણાઓ ઉપર આધાર રાખે છે. જો બીજાના સંબંધમાં માણસો બધો વિચાર દૂર કરે તો તેઓ અપકીર્તિ કે માન એ બન્ને પ્રત્યે તદન બેપરવા બની જાય. તો પછી મહત્ત્વાકાંક્ષા જેવું કશું રહે નહિ, અને ધનની ઇચ્છા જેવું ભાગ્યેજ જોવામાં આવે, કારણ કે એ સ્થિતિમાં આપણે ગરીબાઇને લીધે થતી નામોશી અને એ અવસ્થાની સાથે રહેલાં અપમાન, તિરસ્કાર વગેરે પ્રત્યે, તેમજ ધનથી મળતી કીર્તિ અને તેને અંગે પ્રાપ્ત થતાં માન વગેરે પ્રત્યે એકસરખી રીતે માણસો બેદરકાર બની જાય. તેમ વળી પ્રતિબંધ એ કાંઇ જીવનની કોઇ એકજ સ્થિતિને માટે ખાસ હોય

એમ નથી; પણ વિવેકબુદ્ધિને બાદ કરીએ તોપણ આપણી પ્રકૃતિ અને આપણી સ્થિતિ એવું બતાવે છે કે આપણને પ્રતિબંધની પૂર્ણ જરૂર છે. આપણો કોઇ પણ હેતુ તે પ્રાપ્ત કરવાના યોગ્ય સાધનથી મર્યાદિત થયા સિવાય આપણે સાધી શકતા નથી, અને ઘણીવાર એજ સર્વથી વિશેષ દુઃખદાયી અને અસંતોષકારક મર્યાદા પણ હોય છે. વળી ઘણીવાર એવું બને છે કે આપણી ઇચ્છા કે રૂચિ તૃપ્ત કરતાં એવાં દુઃખ અને પાયમાલી ભોગવવાં પડે છે કે દુનિયામાંનો સહુથી વધારે દુરાચારી માણસ પણ એવું દુઃખ સહેવા કરતાં એવા સુખને જતું કરે.

તો પછી આનો શું એવો અર્થ થાય છે કે આપણા જાતિબંધુઓ પ્રત્યે એવું વર્તન ચલાવવું અને એવા પ્રતિબંધ સ્વીકારવા કે જેથી બધું જોતાં દુઃખ કરતાં સુખ વધારે થાય, અને જે વર્તન કે પ્રતિબંધ સુખ અને સંતોષ કરતાં દુઃખ અને અસંતોષ વધારે પ્રમાણમાં લાવતા હોય તેને જતા કરવા? "અલબત, અમારૂં કહેવુ એજ હતું," જો એ તમારૂં કહેવું હોય તો હવે તમે તમારો પક્ષ બદલ્યો છે; તમે એક વાતને વળગી રહો, તમારા પોતાથી વિરૂદ્ધ ન જાઓ, અને એવું થાય તો તમારો મત અને સદાચારી માણસોનો મત પૂર્ણ રીતે એક છે એમ જણાશે. પણ આપણે સંભાળ રાખવી જોઇએ અને ભૂલોથી દૂર રહેવું જોઇએ. એ વાત માની લેવાની નથી કે ઇર્ષા, ક્રોધ, અટસ વગેરે જે અવગુણો છે તેઓ નમ્રતા, ક્ષમા, દયા, ભલમનસાઇ વગેરેથી વધારે સુખ આપે છે; આ વાત તો સિદ્ધ છે કે ક્રોધ, ઇર્ષા, અટસ વગેરે પોતેજ દુઃખરૂપ છે, અને તેમને પોષવાથી જે સંતોષ મળે છે તે એ દુઃખમાંથી મળતો માત્ર કંઇ આરામ જેવોજ છે; પણ દયા, પરોપકાર વગેરે જાતેજ સુખરૂપ છે, અને તેમનું પોષણ બીજાનું ભલું કરતું હોવાથી આપણને નવાં સુખ અને આનંદ આપે છે. વળી એમ માની લેવાનું નથી કે ગમે તેવી રીતે ધન અને સત્તા પ્રાપ્ત થએલાં હોય તો તેને લીધે મળતી કીર્તિ અને માનથી ઉત્પન્ન થનો સંતોષ તે ન્યાય, પ્રમાણિકપણું, પરોપકાર વગેરેની કીર્તિ અને માન જે સર્વ તરફથી આપવામાં આવે છે તેથી ઉત્પન્ન થતા સંતોષથી કોઇ પણ રીતે અધિક છે. અને આ બે જાતના સંતોષમાં કયો અધિક છે એ બાબતમાં કશી શંકા રહેતી હોય (કારણ કે એવા કેટલાક લોકો છે કે જેઓ એ બે પ્રકારના સંતોષમાંના કોઇએકને પણ વધારે પસંદ કરતા નથી), તોપણ મહત્વાકાંક્ષા અને ધનનો લોભ જ્યારે સદાચાર અને ભલાઇ સાથે સરખાવીએ ત્યારે તેમના પોતાના સ્વરૂપમાં કયું ઉત્તમ છે અને તેઓ કયે માર્ગે દોરી જાય છે એ બાબતમાં આપણને કશી શંકા રહેતી નથી; મારે

ફરીથી કહેવું પડે છે કે આ બેમાં કયા ગુણથી અને કયા માર્ગથી વધારે શાંતિ પ્રાપ્ત થાય છે અને કયા માર્ગથી વધારે ગુંચવણ, હેરાનગતિ અને દુઃખ પ્રાપ્ત થાય છે એ વિષે કશી શંકા રહેતી નથી. અને અહિં જણાવવામાં આવેલ સદ્‌ગુણ અને દુર્ગુણમાં આપણા જાતિબંધુઓ પ્રત્યે અમુક જાતના વિચાર રહેલા છે. અને પ્રતિબંધ તથા મર્યાદા વિષે વિચાર કરીએ તો માલમ પડશે કે ભય અને લજ્જા, છળ, છુપાવવાની હલકી રીતો, બેહુકમી વગેરેના સંબંધમાં જે પ્રતિબંધો થાય છે તેઓ સદાચારી માણસને કોઇ પણ રીતે દૂરાચારી માણસના કરતાં કાંઈ વિશેષ ગેરલાભકર્તા નથી. એવા કેટલા બધા દાખલાઓ છે કે જે માણસો દૂરાચારના બંધનથી બધાયા છે, અને જેથી છૂટવાની ઇચ્છા રાખે છે તોપણ તેઓ પોતે તેને દૂર કરવાને પ્રયત્ન કરતા નથી! વળી એવા કેટલા બધા દાખલાઓ છે કે જેમાં માણસો કોઇ ભુંડી વાસનાને તૃપ્ત કરવા માટે દુઃખ તથા દેહકષ્ટ સ્વીકારે છે! વળી આપણે યાદ રાખવુ જોઇએ કે જ્યારે સદાચારીપણે ચાલવાની ટેવ પડી જાય છે, અને તે પાળવાનો ભાવ કાયમ થાય છે, ત્યારે આગળ જે મર્યાદારૂપ લાગતું હતું તે આનંદરૂપ બને છે. કોઇ અસ્વાભાવિક કુરૂપતા કે વિચિત્ર ચેષ્ટા દૂર કરવા કે સુધારવા માટે ગમે તેટલા પ્રતિબંધની કે પોતા ઉપર જાપતો રાખવાની જરૂર પડે તોપણ સ્વાભાવિક વર્તણુક એજ સહુથી સરળ અને બંધનમૂક્ત છે એ નિઃસદેહ છે. વળી સ્પષ્ટ છે કે આપણી ફરજ અને આપણા અગત હિતની વચ્ચે ભાગ્યેજ પ્રતિકૂળતા હોય છે. વળી આપણી ફરજ અને આપણાં ખરાં સુખ અને સંતોષ વચ્ચે પ્રતિકૂળતા તે કરતાં પણ વધારે ઓછી વાર જોવામાં આવે છે. આ કારણથી સ્વ-પ્રેમ અગર જો તે આ દુનિયાના હિત પર લક્ષ રાખતો હોય તોપણ સદાચારની સાથે પૂર્ણ રીતે એક થાય છે, અને આપણને જીવનના એજ માર્ગે દોરી જાય છે. જો આમાં થોડાઘણા અપવાદ હોય, (અને આપણે ધારીએ છીએ તે કરતાં તે અપવાદો ઓછા છે) તોપણ આખરે સર્વ સારાં વાનાં થશે. એવું ખાતરીથી માનવું જોઇએ કે ભલાઇ ઉપર છેવટે ભુંડાઇ ફાવી જશે એમ માનવુ એ મૂર્ખાઇ છે.

આ આખી દલીલનો સાર ટુંકામાં આ છે. મનુષ્યની પ્રકૃતિ એવી સૃજવામાં આવી છે કે તે કોઇ અમુક માર્ગે જાય તથા અમુક પ્રકારનાં કાર્યો કરે. આ પ્રકૃતિની સાથે અમુક કાર્યો સરખાવતાં તેઓ તેને યોગ્ય અને અનુકૂળ લાગે છે; અને એજ પ્રકૃતિની સાથે બીજાં કાર્યો સરખાવતાં આપણને કંઈ અયોગ્યતા અને પ્રતિકૂળતા માલમ પડે છે. જે કાર્યો તેના કર્તાની પ્રકૃતિને અનુસાર હોય છે તેમને સ્વાભાવિક કહીએ છીએ, અને

જે કાર્યો પ્રતિકૂળ હોય છે તેમને અસ્વાભાવિક કહીએ છીએ. કોઇ અમુક કાર્ય તેના કર્તાની પ્રકૃતિને અનુકૂળ છે એ તે કાર્ય તેની અંદરના કોઇ વધારે પ્રબળ તત્ત્વને અનુસરતું છે એ ઉપરથી સ્વાભાવિક ગણાય એમ સમજવાનું નથી ; કારણકે કોઇ વાર એમ બને કે પ્રબળ તત્ત્વ એ તે કાર્યના કર્તાની પ્રકૃતિને છેક પ્રતિકૂળ હોય છે. આ કારણથી એ અનુકૂળતા કે પ્રતિકૂળતા કોઈ બીજાજ કારણથી ઉદ્‌ભવે છે એમ સિદ્ધ થાય છે. આ આંતરિક તત્ત્વો વચ્ચેના કોઇ ગુણના અને જાતના ભેદ (જે પ્રાબલ્યથી છેક જુદી જાતના છે) તે સિવાય બીજું કશું નથી. એટલે કોઇ કોઇ તત્ત્વો બીજાં તત્ત્વો કરતાં ગુણ અને જાતમાં ચઢીઆતાં છે ; અને એ અનુકૂળતા એ કાર્ય વધારે ઉંચા તત્ત્વને અનુસરતું છે એ ઉપરથી ઉદ્‌ભવે છે, અને તેની પ્રતિકૂળતા એ તે તત્ત્વથી વિપરીત છે એ ઉપરથી ઉદ્‌ભવે છે. મનુષ્યની પ્રકૃતિમાં વાસ્તવિક સ્વ-પ્રેમ અને વિવેકબુદ્ધિ ( Conscience ) એ મુખ્ય અને ઉચ્ચ તત્ત્વો છે : કારણકે એવું બની શકે છે કે કોઇ પણ કાર્ય બીજા બધાં તત્ત્વો વિરૂદ્ધ જાય એમ છે છતાં તેઓ આ પ્રકૃતિને યોગ્ય હોઇ શકે છે, પણ એ બેમાંથી કોઇથી એ કાર્ય વિપરિત થાય તો તે અયોગ્ય બને છે. વિવેકબુદ્ધિ અને સ્વ-પ્રેમ, જો આપણે આપણું ખરૂં સુખ સમજીએ તો આપણને હમેશાં એકજ માર્ગે દોરી જાય છે. આપણું કર્તવ્ય અને સ્વ-હિત પૂર્ણ રીતે એક બને છે. આ વાત આ પૃથ્વી માટે મ્હોટે ભાગે ખરી છે, પણ જો આપણે ભવિષ્યને અને સમગ્ર જીવનને લક્ષમાં લઇએ તો તે પૂર્ણ રીતે અને પ્રત્યેક દાખલામાં ખરી છે. આટલું તો આ જગતનું રાજ્ય કલ્યાણકારી રીતે અને પૂર્ણ ન્યાયપરાયણ ચાલે છે એમ માનવાથી સિદ્ધ થાય છે. આથી જણાય છે કે જે લોકોએ બીજાને નુકસાન અને હાનિ થાય તો ભલે પણ પોતાના માની લીધેલા હિતનોજ વિચાર કર્યો છે, અને એમ કરતાં પોતાને શાણા ગણે છે, તેમને આખરે માલમ પડશે કે જે માણસે પોતાની વિવેકબુદ્ધિની સૂચનાની વિરૂદ્ધ વર્તવા કરતાં આ જગતના બધા લાભ તજી દીધા છે તેના બદલામાં તેને છેવટે ખરૂં સુખ તથા અપાર લાભ મળશે.

---